# અક્કલનો ખજાનો.

ભાગ ૨ જો.

"મશરિક."

બનામે પાક યઝદાન.

# અક્કલનો ખઝાનો.

## (ભાગ બીજો.)

રચનાર—સોહરાબ શહેરિયાર ઇરાની
"મશરેક"

તે

"મુંબઈ મઝ્દહ" ગુજરાતી અઠવાડીક પત્રના અધિપતિ અને માલેક; "પરસ્તાને ચકરમ"–"બેચેન દુનીયા,"–"ઘેલા ઘાંચીનું કુટુંબ,"–"હમશીર કે શમશીર?"–"અક્કલમંદ બેવકુફ,"–"કીસમતની કીશતી,"–"તલવારની ધાર,"–"તકદીરની તકલીફ,"–"હીન્દુસ્તાનની ખુબસુરત પાદશાહ બેગમો," "તકદીર્દા તાજ," "અક્કલનો ખજાનો," નામની નોવેલોના અને "જેહાંગીરનામું" નામના ઇતિહાસના રચનાર; અને "ઝાલીમ ખબીસ,"–"અડડા અડડી,"–ઉર્દુ ઉપરથી "દેખાવલી દાકણ,"–"નીતીમાન નરગીઝ." અને "દુરવંદી કીનો," નામના નાટકો વગયરાના લેખક.

——:o:——

☞ આ પુસ્તક મી૦ સોહરાબ શહેરિયાર ઇરાનીએ બીમરડીવાલા હાઉસ ધોબીતલાવ મુંબઇમાં લખી પ્રકટ કીધું છે, અને મી૦ અ. ખ. દેશાઇએ બજારગેટ, કોટ, મુંબઈ મધ્યે પોતાના "નવરંગ પ્રિન્ટીંગ પ્રેસ"માં છાપ્યું છે.

**યઝદેગર્દી સાલ ૧૨૮૯.—માહે જુલાઈ ઇસુઇસન ૧૯૨૦.**

——:o:——

**કીમત સવા રૂપીઓ.**

# અર્પણ.

---

## ભાઈ ખોદાદાદ બેહેરામજી તાફતી

તે

અમારી ઈરાની કોમની ભવીષ્યની
એક કીર્તીવંત મગરૂરીઃ
**ભવીષ્યના ઈરાની પહેલવાન**

અને

મ્હારા એક લાયકીવાલા, શાંત સ્વભાવના,
નેકદીલ, અને ભલા અઝીઝને
આ મ્હારૂં નાચીઝ ન્હાનું પુસ્તક ઘણા મોટા
માન સાથ અર્પણ કરીને ખરા દીલથી
તે પાક પરવરદીગારની જનાબમાં
ચાહું છું કે એ ભાઇની
ઉમ્રદરાઝી થાય અને ઘણી
નામના એવણ મેલવે.

"મશરેક."

# મ્હારા બે બોલ.

---

ઝબાન પર પાક પરવરદીગારનું પવીત્ર નામ લઇ શુરૂ કરૂં છું અને ટુંકમાં બે બોલ લખું છું: પાંચ વરસમાં આ મ્હારૂં તેરમું પુસ્તક છે જે મ્હારાં માનવંત વાંચનારાંઓનાં મુબારક હાથોમાં આજે મુકવાને પાક પરવરદીગારની મ્હેરો મદદથી હું શકતીવાન થયો છું. જો તે પાક બાપ ચાહશે તો બીજી એકાદ બે દઝન નવી નોવેલો લખીશ. "અક્કલનો ખજાનો" ભાગ પહેલો લોકોને ઘણોજ પસંદ પડવાથી નવી નવી વાર્તાઓનો બીજો ભાગ ફકત એકજ મહીના પછી બાહાર પાડયો છે જેને પણ પાક ખુદાની મહેરથી ઉત્તેજન મલશેજ એવી સંપુર્ણ આશા છે.

આ નોવેલમાં પણ મેં અક્કલનો એક ખજાનોજ મુકવાની કોશીશ કીધી છે, અને આ નેકીનો ખજાનો હું મ્હારા લાયકમાં લાયક મીત્ર મી૦ ખોદાદાદ બેહેરામજી હોરમસજી તારાપોરવાલાને મોટા માન સાથ અર્પણ એટલા માટે કરૂં છું કે પાક પરવરદીગાર એ બાઇને લાંબી ઝીંદગી અને તંદરોસ્તી બક્ષે તે એવણ અમારી ઇરાની-ઝરથોસ્તી કૌમના આ ઝમાનાના એક ઘણી સારી આશા આપનારા પહેલવાન છે. ભાઇ ખોદાદાદ બેહેરામજી તારાપોરવાલા અમારી કૌમની કીરતીની ગોયા એક કોલાદ થઇ પડશે એમ કહેતાં હું અતીશયોકતી નથી કરતો કેમજે જેઓ એ ભાઇની બારેમાં બારી વઝન ઉંચકવાની યુરોપીયન કસરતો અને દાવપેચ જોશે તેઓ

મ્હારા મતને મલતા થયા વગર રહેનાર નથી. મ્હને આશા છે કે થોડા વખતની પોતાની ચાલુ મહેનતથી ભાઇ ખોદાદાદ (બ્રીટન્સ સ્ટ્રોંગેસ્ટ મેન એડવર્ડ એસ્તનની મીસાલ) એમ્એસ સ્ટ્રોંગેસ્ટ મેન નીવડશે. પાક ખુદા એ નેક ભાઇને લાંબી ઝીંદગી અને સારી તંદરોસ્તી બક્ષે એમ ફરીથી ઇચ્છું છું.

છેવટે, હું આ નોવેલના અગાઉથી ઘરાક થનારાં મહેરબાનો અને મ્હારી કલમની કદર કરનારા બીજા વાંચનારાંઓને અને આ પુસ્તકને સુંદર રીતે તથા ઝડપથી છાપી આપનાર માનવંત ભાઇ મી૦ અરદેશર ખરશેદજી દેશાઇનો ઘણો ઉપકાર માની આ ટુંક દીબાચો ખતમ કરૂં છું.

લી૦ હુન્નાગીર.

**સોહરાબ શાહેરિયાર ખોદાદાદ તાફતી**

**"મશરેક."**

**ધોબીતલાવ, મુંબઈ તા૦ ૧૧ મી જુલાઇ ૧૯૨૦**

# શરીરનું બળ અને તંદુરોસ્તી.

શરીરમાં શક્તી જો હોય તો માણસ પોતાની તંદુરોસ્તીનુ સુખ ઘણા મોટા આનંદથી ભોગવી શકે છે. શરીરમાં બળ જેવી ચીઝની હસ્તી ધરાવવી એ એક અનુપમ સુખ યા મોટા આશીરવાદને મેલવવા સમાન છે. આજ કાલના ઝમાનાના શક્તી વગરના, કમઝોર, અને એક આંચકો મારવામાં આવતાંજ ત્રણ ગોલાંટીયા ખાઇ જનાર જવાનીમાં બુઢાપો ભોગવતા આદમીઓ મોટા પ્રમાણમાં જોવામાં આવે છે, દુખથી નીરાલા રહેતા શરીરને સઉથી પહેલી જે ચીઝની ઝરૂરત છે તે "બળ" છે, અને તે બળ યાને તાકતને મેલવવા માટે આજે યુરોપમાં મોટી ઉઠલ પાઠલ થાય છે જેની કદાચ તમ્હને ખબર નહીંબી હોય.–સેનદો જેવા પહેલવાનને હીન્દુસ્તાનમાં જ્યારે પહેલો જોવામાં આવ્યો હતો ત્યારે હીન્દના આજના ઝમાનાના લોકો શરીરની તાકત અને બળવાન શરીરની સહમજદારી કાંઇક પ્રમાણમાં મેલવી શક્યા હતા, મગર આજે તો યુરોપમા "હેકન્સ સ્મીથ"—"આરથર સેકરાન" "પુલમ"–એડવર્ડ એસ્તન"–"મેક્ષીક" જેવા યુરોપીયન પહેલવાનો ગોવા યુરોપની ઝમીનને ધ્રુજાવી રહયા છે. એ શાથી? યુરોપીયનોની સાયનટીફીક અને સીસ્ટેમેટીક અંગ બળની કસરતથીજ. હીન્દના મલો અને પહેલવાનો જે યુરોપીયન પહેલવાનો કરતાં આજે ઉતરતા ગણાય છે તેનું એજ કારણ છે કે

યુરોપીયનોની સુધરેલી ઢબની ઉપર કહ્યા પ્રમાણેની સાયનટીફીક અને સીસતેમેટીક કસરત છે. આવી શરીરને બળવાન બનાવવાની છેલ્લામાં છેલ્લી વીદયા પ્રમાણેની યુરોપીયન કસરતો શીખવવા માટે મુંબઈમાં ખાસ એક વર્ગ ખોલવામાં આવ્યો છે જેમાં યુરોપીયન પહેલવાનોની "વેટલીફટીંગ" અને "મસલ્સ કંટ્રોલ"ની તમામ પ્રકારની ખાસ ઉંચામાં ઉંચી કસરતો શીખવીને જવાનોના શરીરોને ફૌલાદી બના- વવામાં આવે છે. ફકટ એકવાર નીચલે ઠેકાણે આવીને ભવીષ્યના ઝરથોસ્તી પહેલવાનોને જોવાની તસ્દી જો લેવામાં આવશે તો થોડાજ વખ્તમાં ઝરથોસ્તી જવાનોનું શારીરક બળ અતી મોટા પ્રમાણમાં વધી જાય તેનો તમ્હોને ઘણો અચ્છો ખ્યાલ મલશે. મેહેરબાની કરીને જે સાહેબો મુલાકાતનો ઇરાદો રાખતા હોય તેઓએ પહેલે પત્ર લખીને વખત નકકી કરીને પછી પધારવું. કોઇબી કોમના જવા- નોને અમારા વર્ગમાં દાખલ કરવામાં આવશે.

લખો:

## ખોદાદાદ બી० ઇરાની

### ધી બોમ્બે વેટલીફટીંગ સોસાયટીના માલેક,

એમપાયર તેરેસ, ફોરાસ રોડ, ગ્રાંટરોડ, **મુંબઈ.**

**☞ રાજા માહારાજાઓનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે કે તેમના રાજકુંવરોને આ ઉત્તમ પ્રકારની ઇંગ્રેઝી તાલીમ જો આપવાનો વીચાર હોય તો તેઓ નામદારે ઉપલે સીરનામે લખી જણાવવું જેથી ખાસ બંદોબસ્ત કરવામાં આવશે. ☜**

# સાંકળ્યું:

# ભવિષ્યના ઇરાની પહેલવાન



મી૦ ખોદાદાદ બેહેરાંમજી તાફતી

Lakshmi Art, Bombay

# મગરીબમાં મશરીક.

(૧)

ચીત્રકારનું નામ સલીમ હતું. ચીત્રો પાડવામાંજ તેની ઝીંદગી પસાર થઇ હતી. એક કવી જેમ કાવ્યોનો આલાપ કરીને સ્વરમાં છંદને મેલવીને કવીતાદ્વારા પોતાના મનના ભાવ પ્રકાશીત કરે છે, તેજ મુજબ સલીમ પોતાની કલમમાં રંગ ભરીને તથા રેખાઓ ખેંચીને પોતાના મનના ભાવને ચીત્રોના ખુલ્લા રૂપમાં ઝલકાવી મુકે છે—સલીમના ચીત્રોની તો બહુજ વખાણ થતી હતી, અને બેશક તેના ચીત્રો ઘણાજ સરસ હતા તેમાં કાંઇ શક નહીં હતો. અગર જો સલીમ એક પક્ષીને આકાશમાં ઉડતું પાડે તો તેના તે ચીત્રને જોઇને લોકો એમજ માની લે કે ખરેખરજ આકાશમાં પક્ષી ઉડે છે, આકાશ ખરૂં છે અને પક્ષીબી ખરેખરૂંજ છે!

ચીત્રકળામાં સલીમની એટલી બધી ફતેહમંદી જોઇને અથવા સાંભલીને બીજા દેશના ચીત્રકારો મનમાં બહુજ જલતા હતા અને સલીમની અદેખાઇ કરતા હતા! મગર, સલીમના મનમાં પાપ નહીં હતું, તે કોઇને માટે કાંઇબી બડબડતો હતો નહીં, તેનું મન દુધ સમાન ચોખ્ખું, અને બચ્ચાં સમાન દીલ તેનું ભોલું હતું.—તે તો પોતાના હુન્નરને વધારવામાં રાતોદીન મશગુલ રહેતો હતો, અને નામ કાઢવા માટેની કે વાહવાહ કરાવવા માટેની એક તલ જેટલીબી

તેને ઇચ્છા નહીં હતી! તે આશક હતો, મગર તેની એ માશુકો હતી! તે કોણ? પીછી અને રંગ!!

એક વખત એક રાજસભામાં સવાલ ઉઠયો કે આખા દેશમાં સઉથી ઉમદા ચીત્રકાર કોણ હતો? તેનો નીર્ણય કરવા માટે રાજાએ દેશના બધા દેશી ચીત્રકારોને ચોક્કસ વખતે પોતાના શહેરમાં એકત્ર થવા માટેનો ઢંઢેરો પીટાવ્યો. બધા ચીત્રકારોએ પરસ્પર એ આશા કીધી કે કોઇબી સુરતે જો દેહાતનો રહેવાસી સલીમ મઝકુર ઢંઢેરાથી નાવાકીફ રહે તો સારૂ કેમજે તે લોકો બરાબર જાણતા હતા કે જો સલીમનું ચીત્ર રાજા જોશે તો જરૂર બધાઓની આશા મુરજાઇને મરી જશે અને સલીમ એકલો રાજાનું ઇનામ મેલવીને રાજાની ખુશી પોતાની તરફ ખેંચી લેશે.

મઝકુર ચોકકસ દીવસે બધા ચીત્રકારો રાજાની દરબારમાં જઇ બેઠા, મગર સલીમજ ત્યાં જણાયો નહીં! રાજાએ બધા ચીત્રકારો તરફ જોઇ જોઇને કહયું "હું આપણા દેશના ચીત્રકારોનો હુન્નર જોવા અને તેમને ઉત્તેજણ આપવા માંગુ છું, મગર હું એ વાતથી પહેલા વાકીફ થવા માગુ છું, કે આપણા દેશમાં સઉથી સરસ ચીત્રકાર કોણ છે? તેથી, તમહો બધા નવા વરસને દીવસે આએ દરબારની અંદરજ પોત પોતાની તરફથી એકેકું ચીત્ર પાડીને હાઝર થજો. બધાના ચીત્રો બરાબર ધ્યાનથી જોવા પછી હું એક મોટું ઇનામ આપીશ અને તે ઇનામ જીતનાર ચીત્રકારને મ્હારા રાજમાં રાખીને તેને પોતાનો હુન્નર મોટા પાયાપર વધારવા માટેની જોઇતી મદદ હું કરીશ."

રાજાનો હુકમ સાંભલીને બધા ચીત્રકારો ખુશી થઇને પોત પોતાને મકાનપર ગયા, અને મનમાં ઘણુાજ ખુશી થયા કે સલીમે તે વાત જાણી નહીં હતી!

(૨)

પાંચ વરસનું એક બાળક સ્હાંજના નદીને કીનારે રમત કરી રહયું છે. ખેલતાં રમતાં જ્યારે તે ત્યાંથી ત્યાં દોડતું ત્યારે તેના માથાના કાલા કાલા બાલ પવનના ઝોંહકાથી ઉડી ઉડીને ઘણો સુંદર દેખાવ આપતા! તેની કાલી કાલી આંખોંથી તેના દેખાવડા ચહેરાની ખુબસુરતી અઓરબી ઝીઆદા વધી જતી હતી!

સલીમ તે બાળકને દુરથી જોઇ રહયો હતો અને હીંદુસ્તાનનો તે વખતનો તે ઉત્તમ ચીત્રકાર તે જોઇને ચકીત થઇ ગયો, જેથી તે દોડતો નદી કીનારે આવી પહોંચ્યો! તે એક અતી સુંદર તસવીર ખેંચવા માંગતો હતો, પણ તેવા કોઇ ચીત્રનો પુરો ખ્યાલ તેના મનમાં આવ્યો હતો નહીં. લેકીન, આજે તે પેલા બાળકને જોઇને ખરા અંતઃકરણથી ખુશી થઇ ગયો: વીખરાયલા ઉડતા બાલ સાથનુ ખુબસુરત બાળક—નદીનો દીલચશપ કીનારો—શાંત સમય—અહહા! સલીમે પોતાની માશુકા પીછી અને રંગ મારે તે અતી સંગીન ખુરાક જોયો!!

સલીમે તે બાળકની પાસે જઇને ઘણી માયાથી પુછ્યું "આપનું નામ શું છે?"

"મનોહર" તે મીઠો મીઠો આવાઝ નીકળ્યો.

"અહહા!" સલીમ ખુશી થઇ જઇને હસીને બોલ્યો: "નામ મીસાલ તમહે પોતેબી ખરેખર મનોહર મનોહરજ છો!"

તે પછી સલીમે તે છોકરાને સમજાવીને નદી કીનારેના એક પત્થરપર બેસાડયો, અને તેનું ચીત્ર ખેંચવા લાગ્યો. તે છોકરાએ હસીને સલીમને કહયું "ભાઇ, એ તસવીર આપ મ્હને આપી દેશો કે નહીં ?"

"આપીશ" પ્યારથી તે બાળક તરફ જોઇને સલીમે કહયું "ત્હમારી તસવીર તઇયાર કરીને ત્હમનેજ આપીશ, મગર બે ત્રણ દીવસ લાગશે. બોલો ત્હમે રોઝ આ વખતે યહાં આવ્યા કરશો ?"

"તસવીર મ્હનેજ આપવાના છો તો હું કેમ નહીં આઉં ?" તે બાળકે મીઠા સ્વરે કહયું "ખુબ અચ્છી વાત ભાઇ, હું બે ત્રણ દીવસ રોઝ યહાં આવીશ" અને તે પછી તે છોકરાએ ખુરશીદ તરફ જોઇને કહયું "અને ભાઇમીંયાં, આપ મગરીબમાં ગુરૂબ થતા પેલા ખુરશીદનેબી મ્હારા ચીત્ર સાથે દોરશો કેની ?"

"બેશક, વહાલા બચ્ચા." સલીમે માયાથી કહયું "હું ગુરૂબ થતા ખુરશીદને ત્હમારા ચીત્ર સાથે ઝુરૂર પાડીશ."

"અને તે ચીત્રનું નામ શું આપશો ?" નીરદોષપણે તે બાળકે પુછયું.

"ચીત્રનું નામ 'મગરીબમાં મશરીક' કરીને આપીશ." સલીમે કહયું, અને વધાયું: "બચ્ચા, આ વખત મગરીબનો છે અને આ ચીત્ર મ્હારૂં એટલે દુનીયામાં ઉગતા એક બાળકનું છે અને આ અસ્ત પામતો સુરજ જ્યારે તમ્હારી મુઆફેક બાળક હોય છે ત્યારે તે જ્યાંથી ઉગે છે તે જગાને મશરીક કહે છે. ત્હમે ઉગતા ખુરશીદ જેવા મશરીકી છો, અને આ ચીત્રનો વખત મગરીબી છે, એટલે

જો હું આ ચીત્રને 'મગરીબમાં મશરીક' નામ આપું તો શું ખોટું છે, પ્યારા બચ્ચા ?"

"નહીં, એમાં ખોટું કાંઇ નથી, ભાઇ!" તે છોકરો ખુશીથી ઉછલી ઉઠી બોલ્યો. અને પછી તેણે તાબડા ફોડીને ખુશાલી ઝાહેર કરતાં કહ્યું "તમ્હોએ શોધેલું નામ ચીત્રને બરાબર બંધ બેસતું થઇ પડશે–ઘણુંજ બંધબેસ્તું–થઇ પડશે."

"તમ્હે ખુશી થયા એટલે હું ખુશી થયો, વહાલા બચ્ચા." સલીમે તેની પીઠપર હાથ મુકીને કહ્યું, અને પછી તેનું માથું મમતાથી પસવારતાં તે બોલ્યો "તમ્હે કેમ ઉઠયા? બેસો. પાછા અસલીજ ઢબે હું બેસાડું તેમ બેસો. જુઓ, તમ્હારો સાથી ખુરશીદ હમણાં યહાંથી ચાલી જશે તો પછી ચીત્ર બહુ બાકી રહી જશે."

"ચાલી જવા દો," નીરદોશ આવભાવથી તે બાળકે કહ્યું "તે તો મગરીબમાં મલી જનાર છે એટલે તેને જવા દો; પણ હું તો તમ્હારાજ કહેવા મુજબ ઉગતા ખુરશીદ જેવો મશરીકી છું કે નહીં ? તમ્હે તમ્હારે ચીત્ર દોર્યાજ કરજો ને!"

સલીમે હસીને કહ્યું: "વહાલા બચ્ચા, ખુરશીદમાં અને મશરીકમાં તફાવત બહુ છે. ખુરશીદમાં તેઝ છે, મશરીકમાં તેઝ નથી. ખુરશીદથીજ મશરીક બને છે, અને તેથી જો ખુરશીદ નહીં રહેશે તો તમ્હે નહીં દેખાશો અને તમ્હારૂં ચીત્રબી હું દોરી નહીં શકીશ. ખામુશ બેસી રહો, ખુરશીદના તેઝથી મ્હને તમ્હારી રઓનક રઓશન કરવા દો."

તે બાળક બેઠું, અને સલીમે તેનું ચીત્ર દોર્યું.

ત્રીજે દીવસે ચીત્ર તૈયાર થયું, જેને જોઇને છોકરો ઘણોજ ખુશી થઇ ગયો અને ચીત્રકારનો હાથ પકડીને તેને આગ્રહથી પોતાને ઘર લઇ ગયો. મનોહરનો બાપણી તે મનોહર ચીત્રને જોઇને બે ઘડી છક્ક થઇ ગયો, અને મનમાંને મનમાંજ બોલ્યો "અહહા! મ્હારા છોકરાનું ચીત્ર આટલુ બધું સુંદર!" અને એમ બોલી તેણે તે ચીત્ર તરફ અને પોતાના બાળક તરફ વારંવાર જોયું અને ચકીત થઈ ગયો!

(૩)

આજે નવા વરસનો દીવસ છે. રાજ સભા ફુલોથી બહેક બહેક થાય છે. રાજ સીંહાસન આજે અતી દમામદાર લાગે છે. તે સુંદર દરબારમાં એક તરફ ચીત્રકારો બેઠા છે, તો બીજી તરફ તેમના ચીત્રો ગોઠવીને મુકેલાં છે.

ચીત્ર-પરીક્ષા શુરૂ થવાને ઘણો વખત રહયો નહીં. તેટલાં એક આદમી હાંફતો હાંફતો રાજસભા તરફ આવ્યો, તે સલીમનું પેલું ચીત્ર જેનું નામ "મગરીબમાં મશરીક" હતું તે લાવ્યો હતો. બધા ચીત્રકારો તે આદમી અને તેના હાથમાંના ચીત્ર તરફ જોવા લાગ્યા. તે હજી દરવાઝા પરજ ઉભેલો હતો. રાજાએ પહેરેદારને ઇશારો કીધો કે તેને દરબારમાં આવવા દે. તે તેથી દરબારમાં દાખલ થયો અને પેલું ચીત્ર રાજાની પાસે મુકી દઇને બોલ્યો "મહારાજ, હુંબી પરિક્ષામાં આ ચીત્ર મુકવા માંગુ છું."

તે ચીત્ર સ્વીકારવામાં આવ્યું, અને પરીક્ષા શુરૂ થઇ. એકેકું ચીત્ર મોટા ધ્યાનથી જોવા પછી પેલું ચીત્ર જમણા હાથમાં ઉઠા-

વીને બહુ બારીકીથી જોયું. જોઈ જોઇને રાજા બોલ્યો "આ ચીત્રને જેણે ચીતાર્યું છે તેજ આદમી મ્હારૂં ઈનામ જીતી જાય છે, કેમકે તમામ ચીત્રોમાં એ સહુથી ઉત્તમ ખીયાલનું અને સહુથી ઉમદા નીરદોશ ખુબસુરતી ધરાવનારૂં ઘણુંજ સુંદર છે."

બધાઓ તે ચીત્ર તરફ જોવા લાગ્યા. મગરીબના વખતમાં સુરજના જવા સાથ તે મશરીકી એટલે દુનીયાનું ઊગતું બાળક નઝર આવતું હતું! નદીને કીનારે એક પથ્થર પર બેઠેલું તે બાળક એટલું તો આબેહુબ લાગતું હતું કે જાણે ખરેખરૂંજ તે જીવતું બાળક હોય અને તેને હમણાજ બધા પોતાની ગોદમાં દબાવી લઇને તેના નીરદોશ ચહેરાપર બોસાઓ લે!

રાજાએ તે ચીત્ર લાવનારને એટલે મનોહરના બાપને કહ્યું "આ ચીત્ર શું તમ્હે બનાવ્યું છે?"

"નહીં મહારાજ." મનોહરના બાપે હાથ જોડીને કહ્યું.

"ત્યારે એ બતાવો કે એ ચીત્રનો દોરવાવાલો કોણ છે અને કયાં છે?" રાજાએ પુછયું.

"રાજન, હું એના દોરવાવાળાનું નામ જાણતો નથી તો નથી, મગર હું એણી નથી જાણતો કે તે હુન્નરમંદ શખસ રહે છે કયાં! મગર, આ ચીત્ર મ્હારા પોતાના બચચાની જીવતી જાગતી તસ્વીર છે. આવું સુંદર ચીત્ર મેં આજ સુધી જોયું નથી. તેથી, મેં આજની પરીક્ષામાં મુકવાનો વીચાર કીધો અને તે વીચાર મેં અમલમાં મુકયો."

"મગરીબમાં મશરીક" ચીત્રનો ચીત્રકારજ જ્યારે નહીં મલ્યો ત્યારે રાજા ઇનામ કોણને આપે? ઇનામ બાજુએ રાખીને તે ચીત્ર

રાજાએ પોતે લઇ લીધું અને બદલામાં મનોહરના બાપને નવાઝીને ખુશી કીધો. રાજાએ બધા ચીત્રકારોની તરફ જોઇને કહ્યું "તમ્હને જે તકલીફ પડી છે તે દરગુઝર કરજો, મગર મ્હારો એ ઇરાદો છે કે બીજીવાર તમ્હે બધા ફરીથી બીજા ચીત્રો દોરો અને તેને આજથી નવમે દીવસે સહવારના મ્હારા મહેલપર મોકલો. તેજ દીવસે સ્હાંજના તમ્હે આજનીજ મુઆફીક આ દરબારમાં પધારજો. આ ચીત્રનો ચીત્રકાર નહીં મલવાના સબબેજ તે બાજુએ રાખેલું ઇનામ નવમે દીવસે સ્હાંજના આપવામાં આવશે. હું બહુજ દીલગીર છું કે આવા સુંદર ચીત્રનો ચીત્રકાર મ્હને મલનો નથી. તે જો હવે પછીથીબી મલશે તો તેને મ્હારા મહેલનો ખાસ ચીત્રકાર બનાવીશ."

(૪)

આજે તે નવમો દીવસ છે, અને બપોરનો વખત છે. ચીત્રોની પરીક્ષા સ્હાંજના થવાની છે, છતાં દરબારમાં અત્યારથી ચીત્રકારો ભરાવા માંડયા છે! સ્હાંજના નેમેલો વખત થતાં રાજા આવીને તખ્તપર બેઠો અને દરબારમાં નઝર ફેરવવા લાગ્યો. આજેબી ઘણા ચીત્રકાર હતા. રાજાની પાસે તેની નવજવાન છોકરીબી બેઠી છે, અને તેબી કાંઇક ચીત્ર પાડી શકતી હોવાથી તેણે ઉમંગ અને ઉલટથી આજે દરબારમાં ભાગ લીધો હતો. તેના બાપનીજ મુઆફીક રાજકનયાના મનમાંથી પેલું ચીત્ર ખસતું નહીં હતું, જે ચીત્ર આંઠ દીવસપર આવ્યું હતું અને મહેલની અંદર બીરાજતું હતું.

પરીક્ષા શુરૂ થઇ તેટલાં એક બનાવ બન્યો જેથી બધાજ અટકી ગયા. રાજાનાં મહેલમાંના બે માણસો એક કોઇ જવાન શખ્સને પકડી લાવ્યા જેના હાથમાં પેલુંજ "મગરીબમાં મશરીક"

નાગનું ચીત્ર હતું. પેલા માણુસોએ આવીને કહ્યું "માહારાજ, તમ્હે આજની તપાસ માટે જે જે ચીત્રો મહેલમાં રાખ્યા છે તે બધા ચીત્રો જોવા માટે આ શખ્સ આજે જોનારાઓમાં ભેલાઈને ફરતો હતો. મગર એણે આજના ચીત્રો જોવાને બદલે આંઠ દીવસની વાતપર જે ચીત્ર આવ્યું હતું અને જેને આપના ખાસ દીવાનખાનામાં રાખવામાં આવ્યું હતું તે ચીત્ર હાથમાં લીધું અને તે ઉઠાવીને ચાલતો હતો તેટલાં રખેવાલે એને પકડયો."

પેલા ચીત્રના ચોરને રાજાએ પુછ્યુ તો તેણે કહ્યું: "માહારાજ, મેં ચીત્ર ખોટી દયાનતથી ઉઠાવ્યું નથી. પણ મેં આજની દરબારમાં એ ચીત્ર તમ્હો નામદાર સનમુખ ઉંચકી લાવવાનો ઇરાદો કરીને તે ઉઠાવી લીધું હતું, કેમ જે એ ચીત્ર મેં પોતે દોરેલું છે."

"તમ્હે?" રાજા અને તેની છોકરી બેઉ સાથે જાણે એકજ આવાઝ હોય તેમ બોલી ઉઠયા, "શું આ ચીત્ર તમ્હે ચીતાર્યું છે?"

"હા નામવર" સલીમે કહયું "મ્હને ગઈ વખતની દરબારની ખબર પડીજ નહી હતી. આ ચીત્ર તો મેં એમનાં નીર્દોશ જીવતા બાળકને વચન આપેલું હોવાથી એ તેને ભેટમાં આપી દીધું હતું. પણ મેં ગઇ કાલેજ જાણ્યું કે મ્હારા એ ચીત્રને મોટું ઇનામ મલ્યું છે. આજે હું યહાં આવ્યો અને મેં મ્હારાં ચીત્રને શોધ્યું, જોતા જોતા મ્હને તે મહેલમાં મલી આવ્યું. હું ખુશીમાં આવી ગયો, હું વીચાર વગરનો થઈ ગયો, મેં તે ચીત્ર ઉઠાવી લીધું, મગર બુરી મતલબથી નહીં—ફક્ટ તે લાવીને તમ્હારા હાથોમાંજ મુકવા માટે"

રાજાએ સલીમને છોડી મુકવાનો હુકમ કરતાં કહ્યું "તમ્હારા ઉમદા ચીત્ર માટે તમ્હને તે મોટું ઇનામ આપતાં હું તમ્હને મ્હારા મહેલનો ખાસ ચીત્રકાર બનાઉં છું. મ્હારી બેટીને શઓક છે અને અને તમ્હે તેને ચીત્ર દોરવવાનો ઉમદા હુન્નર ઘણી સમજદારીથી શીખવી શકશો."

# પીયાર.

(૧.)

પીયાર, એ સંસારનો છે સાર! પીયાર જાનનોબી જાન છે! પીયાર—ધન જેની પાસે છે તે જો કદાચે એક ઝુપડીમાં રહે તોબી તે શાહનશાહી મહેલ કરતાં વધારે આરામદાર જગામાં છે! અને જે માણસ શાહી મકાન ધરાવતું હોય છતાંબી તેના દીલમાં પ્યારનો અભાવ હોય તે માણસ એક ભીકારીથીબી બદતર હાલતે છે!

ફરૂઝાબાદમાં મુબારક નામનો માબાપ વગરનો એક છોકરો રહેતો હતો. તેને બેકસો લાચાર જોઇને ત્યાંના ચીતલ અને કાચકામ બનાવવાના કારખાનાના માલેક મીરઝા ઇલાહીબક્ષે પોતાને ત્યાં રાખી લીધો. મુબારક ચાલાક હોવાથી કારખાનામાં ઘણો વધવા લાગ્યો અને વીસ વરસની ઉમર થતાં તો તે કારખાનાના કોઇબી નોકર કરતાં

ઘણો વધારે સમજદાર થઈ ગયો. મુબારક જ્યારે ચોવીસ વરસનો થયો ત્યારે તેણે પગાર વધુ માંગ્યો, કેમજે તે વખતે તેણે શાદી કીધી હતી અને ઘરબારવાલો થયો હતો. કારખાનાનો ધણી કંજુસ મનહુસ હતો, તેણે જો કે મુબારકને બચપણથી ચાકરીએ રાખ્યો હતો છતાં તે પાચ સાલેબી પગાર વધારવાની વાતપર તો બહાણા જ બતાવતો! હવે, ઘરદારવાલો થયા પછી, મુબારકનું થોડા પગારમાં ટટ્ટુ ચાલતું નહીં હતું. તેણે કાલાવાલાથી પગારનો વધારો માગ્યો જ્યારે મીરઝા ઇલાહીબક્ષે થોડો વખત પછી વધારવાની કબુલાત આપી; મગર, મીરઝાની કબુલાત તો મીરઝા સાહેબના પોતાનાજ હાથમાં રહી! કેમજે મહીના ઉપર મહીના વીટતા ગયા છતાં ઇલાહીબક્ષે પગાર વધારવાના આંખ વીચામણા કીધા. ગરીબ મુબારકની આશા તો પુરી થયા વગરજ રહી અને તે નાસીપાસ થયો. વીસમે વરસે તેનો જે પગાર હતો તેનાથી એક કોડીબી હજી વધી હતી નહીં!

ફૈઝાબાદના એકાંત એક ખેતરના ઝુંપડામાં મુબારક પોતાની મોહરદાર ખુશનાઝ સાથ રહેતો હતો જેની પાસેના બીજા ઝુપડામાં કલ્લુ નામનો એક બીજો શખ્સ પોતાની સ્ત્રી મુનીયા સાથે રહેતો. મુબારકનો તે પાડોસી કલ્લુ પણ મીરઝા ઇલાહીબક્ષના ચીનીકામના કારખાનામાંજ ચાકરીએ હતો.

શાદી કરવા પછીથીબી બે વરસ નીકલી ગયા, શરમાળ મુબારક વારંવાર બોલતા શરમાતો હતો અને તેનો મનહુસ શેઠ તો પગાર ઝીઆદા કરવા માટે બીલકુલ સંગ દીલ બની રહયો હતો.

અધુરામાં પુરૂ મુબારકને એક બચ્ચું થયું અને હવે તો દીવસ ઘણીજ મુશકીલીથી જવા લાગ્યા. આખીર, કરઝ કરીને જેમ તેમ વખત નીભાવતા નીભાવતા બીજા વધુ બે વરસ પસાર થઈ ગયા!

જ્યારે મુશ્કીલી નહીંજ ખમી શકાઇ ત્યારે ખુશનાઝે મનમા વીચાર કીધો કે મીરઝા ઇલાહીબક્ષ પાસે તેણે પોતે જવું! તેણે એ ખ્યાલ કીધો કે મીરઝાના પગોપર તે પોતે જો જઇને પડશે અને રડશે તો ઇલાહીબક્ષને દયા આવી જશે અને મુબારકનો પગાર વધારશે. ખુશનાઝે મુબારકને તે બાબતમાં કાંઇબી કહયું નહીં કેમજે તે જાણતી હતી કે શરમાળ મુબારક પોતાની મોહરદારને તે કામ કરવા જવા દેશે નહીં. આથી તે ચુપચાપ પોતાનીજ મરઝીથી મીરઝા ઇલાહીબક્ષ આગલ જવા તૈયાર થઈ!

એક દીવસ મઓકો જોઇને ખુશનાઝ ગઈ. વરધ ઇલાહીબક્ષ પાનસુપારી ચાવતો એક મોટા તકીઆને અઢેલીને બેઠો હતો. ખુશનાઝને જોઇને તેને ઓલખીને તે બોલ્યો "તું યહાં કયાં? તું યહાં શું માગે છે?"

ખુશનાઝે ગુઠણપર પડીને માથુ શરમથી નમાવી દઇને કહ્યું "હુઝુર, બચ્ચા સાથે અમો બહુજ બહુજ મુશકીલીથી દીવસો કાઢીએ છીએ. તમ્હોએ મ્હારા ધણીનો પગાર વધારવા કહયો હતો."

કંજુસ ઇલાહીબક્ષ ભવાં ચઢાવીને જુઠું બોલી ઉઠયો "ત્હારા ધણીને જેટલો પગાર હાલમાં મલે છે તેટલાનેબી તે લાયક કયાં છે?"

શાંત રહીનેજ ખુશનાઝે કહ્યું "લોકો એમ કહે છે કે મ્હારા ધણીથી તો કારખાનાની આમદાની વધી ગઈ છે."

બુઢ્ઢાએ ગુસ્સાથી બરાડ પાડી "શું તુને આવું બોલવા માટે ત્હારા ધણીએ યહાં મોકલી છે?"

ખુશનાઝે જવાબ આપ્યો "નહીજી, તેવણ તો એટલુંબી નથી જાણતા કે હું યહાં આવી છું. અમોને બડી મુશકીલી પડે છે તે તમને કહેવા હું પોતેજ યહાં આવી છું."

"ત્યારે તો ઘર જઇને કામ ધંધો કર. યહાંથી ચાલી જા." એમ બોલી બુઢો ઇલાહીબક્ષ ગુસ્સાથી ઉઠયો. અપમાન, શરમ, અને દુ:ખને મારે રડતી રડતી ખુશનાઝ ત્યાંથી ચાલી ગઇ.

ભોગજોગે બન્યું એમ કે કલ્લુબી પોતાના શેઠની કંજુસાઇને સબબે લાચાર બનેલો શેઠની પાસે તેજ વખતે ત્યાં આવતો હતો. એક તરફથી ખુશનાઝ ગઈ કે બીજી તરફથી મીરઝા ઇલાહીબક્ષની સામે કલ્લુ આવીને ઉભો. કલ્લુ લુચ્ચો હતો. પાપી અને કામ ચોર હતો. આળસુ રહેવું તે તો હંમેશનો તેનો રોઝગાર હતો! ખુશનાઝના આવવા અને તેના જવા પછી ઇલાહીબક્ષ આગની મુઆફક ગરમ થઈ ગયો હતો તેમાં વલી કલ્લુએ આવીને આગમાં તેલ રેડયું: કલ્લુ બોલ્યો "માહરે માટે તમ્હારે કાંઇબી ગોઠવણ તો કરવીજ પડશે."

"શું ગોઠવણ કરે? ધુળ ને ધેફાં! તું રાત દહાડો કામમાં આળસાઇજ કરે છે."

કલ્લુએ મોંઢાપર આવી જઇને કહ્યું "જો હું કામ નહીં કરૂં તો તમો મ્હને શું એક પૈસોબી આપશો? કદી નહીં!"

તે સાંભળીને મીરઝાં ઇલાહીબક્ષ આતીશની મુઆફેક તપી જઈ બોલ્યો "દુર થા, હમણાંજ ચાલી જા, ત્હારા જેવા આદમીનો એક રૂપીઓ વધારવોબી વાઝબી નથી બલ્કે તું મ્હારા કામને લાયક જ નથી. માટે યહાંથી ચાલી જા, ચાકરીપર આજથી ના જતો."

"ત્યારે તો મોટી મેહેરબાની." એમ બોલીને કલલુ ઝરૂરીથી બાહાર ગયો. કંટાળો ખાઈ ગયલો ઇલાહીબક્ષબી ઉઠીને કારખાને ગયો. થોડો વખત થયો કે કલલુ પોતાના ચઢેલા દીવસોના પગારની પાઇએ પાઈ તેજ દીવસે ચુકવી લેવા માટે પાછો ઇલાહીબક્ષ આગળ જવા તેના ઓરડામાં ફરીથી દાખલ થયો.

મગર, ઓરડાની અંદર દાખલ થતાંજ તેણે જોયું કે ત્યાં કોઇજ નથી. તેણે ઓરડામાં નઝર તીક્ષણ નાંખી તો ત્યાં તેણે ન્હાનો એક કેશબોક્ષ જોયો! કલલુએ તે જોવાથી મનમાં કહયું "આએજ ઉડાવી ચાલતી પકડું? નોટ અને રૂપીઆ ખુબ છે, મજાહ મારીશ."

એવો વીચાર કરીને કલલુ તે દાબડો છુપાવી ઉડાવીને પસાર થઇ ગયો!

કારખાનામાં ગયા પછી મીરઝાં ઇલાહીબક્ષને પોતાના કેશબોક્ષની યાદ થઇ, ગુસ્સામાં ને ગુસ્સામાં તે બધું બંધ કરતા ભુલી ગયો હતો એટલે દોડ મારતો તે ઓરડા તરફ પાછો ફર્યો. સંજોગ એવો થયો કે તે પાછો ફર્યો ત્યારે મુબારક કોઇ ચીઝને માટે પુછવા ઇલાહીબક્ષને જોતો તે કમરા આગળ તુરતનોજ આવી ઉભો હતો. ઇલાહીબક્ષની ગરમી હજુણુ ઉતરી નહીં હતી તેથી તેણે રૂબાબમાંજ કહયું:

"હું એ કદીબી નહીં ચાહતો કે મ્હારા કારખાનાના ચાકરોની ઓરતો આવીને મ્હને પગાર માટે સતાવે. તેવી ઓરતોનાં ખાવીંદને એક ઘડીબી મ્હારી નોકરીમાં રાખવા ખુશી નથી. જાઓ, મુબારક તમ્હને રઝા છે, કાલે આવીને તમ્હારો ચડેલો પગાર ચુકતે લઇ જજો." તેટલું બોલી ઇલાહીબક્ષે ગુસ્સાથી ચહેરો ફેરવી દીધો.

મુબારકે એક લાંબો નીસાસો ખેંચ્યો, પણ તેને મોંઢેથી એક એક શબ્દબી નહીં નીકળ્યો. તે નીચી નજર કરીને ત્યાંથી ચાલી ગયો. તેના જવા પછી કેશબોક્ષની યાદ ફરીથી સજીવન થતાંજ ઇલાહીબક્ષે તે માટે આસપાસ નજર ફેરવી અને તે નહીં જોવાથી તેણે મોટેથી બુમ પાડી! "મારી સંદુક કયાં છે? તે કોણ ઉઠાવી ગયું?"

મીરઝાં ઇલાહીબક્ષની બુમ બરાડ સાંભળીને લોક એકઠું થઇ ગયું. મીરઝાંએ તો મુબારકનેજ ગળે પડતાં આદમીઓને કહયું "મુબારક મ્હારો કેશબોક્ષ ચોરી કરી ગયો છે. હમણા તેના સીવાય બીજું કોઇબી આ કમરામાં આવ્યું નહીં હતું. જાઓ મ્હારા ફરમાબરદારો, તમારામાંના એક બે પોલીસ ચોકીપર દોડી જઇ પોલીસને એ વાતની ખબર કરો."

પોલીસના માણસો આવ્યા, અને તેઓએ પુછપાછ કીધી.

પેલો તરફ કેશબોક્ષની ચોરી કરીને કલલુ પોતાના ઘર તરફ ગયો, તેના ઝુંપડાની બાહાર તેની બઇરી સાથે કોઇ બીજી બાઇ વાત કરતી હતી, એટલે તેઓની નજર ચોરાવીને તે મહાં ત્યાં છુપાતો રહયો, તેટલાં તેણે એ જોયું કે મુબારકની ઝુંપડીમાં કોઇ નથી ફકત મુબારકનું બચ્ચું અંદર રમે છે! તેથી તે મુબારકની ઝુંપડીમાં ઘુસતા

મનમાં બોલ્યો "એના ઘરમાં આ વખતે કોઇ નથી. ઇલાહીબક્ષની છોટી સંદુકમાં કેટલો ખઝાનો છે તે વહાંજ કાઢી કમરે બાંધી લઉં" કેશબોક્ષ ખોલીને તેમાંના પઇસા કમરે બાંધી લઇ ખાલી કેશબોક્ષ મુબારકના ઝુંપડાના એક ખુણામાં પડેલી ચટાઇના પડમાં દાબી દઇને કલલુએ ચાલતી પકડી !

ખુશનાઝ પાણી ભરવા કુવાપર ગઇ હતી. તે ઘરમાં આવી અને પાણી મુકી બચ્ચાને હાથમાં લઇ લે તેટલા તો મુબારક કામ પરથી પાછો ફર્યો ! કોઇ દહાડે નહીં અને આજે તે કામ છોડીને કેમ આવ્યો હતો તેના વીચારથીજ ખુશનાંઝ ધ્રુજવા લાગી અને તેણે ફગલાયલા ચહેરાએ ગલગલા સાદે કહયું "શું થયું છે ?"

"થાયે શું ? નોકરી ગઇ." ગમગીન થઇને મુબારકે જવાબ આપ્યો.

"નોકરી ગઇ ? એ શું વાત ?" ખુશનાઝ અજાયબીથી બોલી.

મુબારકે કહયું: "તું મ્હારૂં ભલું કરવા ગઈ, પણ બુરૂ થઇ ગયું. વ્હાલી દીલદાર, ત્હારો વાંક નથી, પણ વાંક મ્હારા ફુટેલાં કીસ્મતનો છે."

ખુશનાઝની બેઉ આંખો આંસુથી ભરાઇ રહી. પોતાની અક્કલે ચાલવા જતાં તેણે પોતાનાજ ઘરનો નાશ કર્યો હતો ! પોતાના જાન કરતાબી ઝીઆદા અઝીઝ મોહરદારને દીલગીર થઇ ગયલી જોઇને મુબારકનો જાન જલી ગયો, જેથી તે ધીરજ આપતા બોલ્યો "પીયારી, ગભરા નહીં. એબી દીન જશે, કદાચ બુરૂ થયું તે કોઇ સારાને વાસ્તે—કદાચ આપણે સારો વખત જોઇશું."

તેજ વખતે મીરઝાં ઇલાહીબક્ષ સાથે પોલીસના માણસો મુબારકના ઝુંપડા પાસે આવી લાગ્યા, પોલીસને જોઇનેજ ધણીધણીઆણીના હોશ ઉડી ગયા! પોલીસના અફસરે કહયું: "મુબારક, તમ્હારા શેઠ મીરઝાં ઇલાહીબક્ષના કેશબોક્ષની ચોરી થયલી છે. તમ્હારા સીવા તે વખતે તેવણના કમરામાં કોઈપી ગયું હતું નહીં." અને તેણે પોતાના હાથ નીચેનાઓને કહયું: "આ મુબારકનું મકાન છે, તેથી આ મકાનની ઝડતી લો."

મુબારક ગભરાઇને ધીમા પડી ગયલા દબેલા આવાઝથી બોલ્યો "શું મેં ચોરી કીધી છે?"

ધરની ઝડતી લેતાં પાંચ મીનીટબી નહીં લાગી કે ચગ્રાઇની વીંટમાંથી પૈસો ખાલી કેશબોક્ષ પોલીસને હાથ લાગ્યો. મીરઝાં ઇલાહીબક્ષે તે જોતાંજ કહયું "એજ મ્હારો કેશબોક્ષ છે. એમાંની નોટ અને રૂપીઆ કાઢી લેવામાં આવેલા છે."

તે સાંભળીને પોલીસના અફસરે પોતાના માણસને કહયું "ગીરીફતાર કરો મુબારકને."

પોલીસના આવવાથી ખુશનાઝ જે દુર ઉભી રહેલી હતી તે પોતાના પીયારા ધણીને પકડાયલો જોઈ ગભરાઇ ગઈ. તેણે કાંઇ સોંચ કીધો, અને તે વીચાર પછી તે એકદમ આગળ વધીને બોલી "એવણે નહીં–ચોરી તો મેં કીધી છે!"

પોતાના પીયારા ધણીપર કુરબાન જાય તેવી નેક ખુશનાઝે એમજ માન્યું કે 'મુબારકે ગરીબાઇથી ગભરાઇને તે ચોરી કીધીજ હશે,'

અને તેથી તે બહલાને બચાવી લેવા માટે તેણે ચોરીનો ગુન્હો પોતાના સરપર વહોરી લીધો.

"ચોરી તો મેં કીધી છે." એવું ખુશનાઝને મોંઢેથી સાંભળતાંજ ત્યાં ઉભેલા બધા અજાયબીમાં ગરકાવ થયા. મુબારકેબી ધોખો ખાધો કે 'ગરીબાઇથી ગભરાઇને ખુશનાઝે તે ચોરી કીધી હોય' અને તેથી તે ફીકકો અને ધ્રુજરો બનીને ગમથી ગલગલા બની ગયેલા આવાંઝે પુછવા પડયો "અરે તેં-તેં મ્હારી ધણીયાણી બનીને-ખુશનાઝ-તેં ચોરી કીધી છે?"

ખુશનાંઝ સ્હમજી કે જેમ તેણે પોતે જુઠું કહયું હતું તેમ લોકોને બનાવવા મુબારકે તે ખોટો સવાલ ખાસ પુછયો હતો. બીચારાં બેઉ ભરમ અને ભુલમાં ગીરીફતાર થયાં હતાં!-ખુશનાંઝે પોતાના પ્યારાના સવાલના જવાબમાં કહયું "હા, હા, મેંજ ચોરી કીધી છે-આપણી મુશકીલી, આપણા બચ્ચાંનું દુઃખ હું નહીં જોઇ શકી, અને તેથી મેંજ ચોરી કીધી છે."

ઇલાહીબક્ષ આ વખતે બોલ્યો "હા, બનવાજોગ છે, કેમજે એબી મ્હારા કમરામાં આવી હતી."

મુબારકે ખરૂંજ માન્યું, અને તે આસમાન તરફ જોઇને પુકારી ઉઠયો "અરે પાક ખુદા, શું મ્હારી ધણીયાણી એક ચોર? અરે ખુશનાંઝ તેં એમ શું કામ કીધું!"

તે વાકયથી ખુશનાંઝ દીલગીર થવાને બદલે ખુશીજ થઇ! તેણે એ જોયું કે મુબારકે પોતાના સરપરથી બલા કાઢી નાખી હતી!

તે એક એવી ધણીઆણી હતી જે પ્યારની કીમત કેટલી હોય છે તે જાણતી હતી, અને પ્યારની તે ખરેખરી કદર કરતી હતી.

મીરઝાં ઇલાહીબક્ષે પોલીસને કહ્યું "મુબારકને છોડી દો, એની ધણીઆણી ખુશનાંઝને પકડો."

ચોરીનો ઇકરાર થયાથી મુબારકને ગીરીફતારીથી છોડવામા આવ્યો, અને ખુશનાંઝને પકડવામાં આવી! ખુશનાંઝનું બચ્ચું આ મોઆમેલાથી ગભરાઇ "મા–મા" કરવા લાગ્યું, જેને મુબારકે લીધું. પોલીસમાં ભુલ અને ભરમમાં રહીને ખુશનાંઝે તેજ ઇકરાર કીધો; અને તે પ્યાંરપર નીસાર થયલા પરવાનાને મેજીસ્ત્રેટ પાસે ઉભી કરવામાં આવી, અને તેને એક વરસના કયદની સઝા થઇ!!

(૨)

ખુશનાંઝને એક વરસના કયદની સઝા થઇ મગર પોતાની ધણીઆણી ચોરી કરે એ દુ:ખ ભર્યા ખ્યાલથી નારાઝ બનેલો મુબારક એકબી વખત ખુશનાંઝને જોવા જેલખાનામાં ગયો નહીં! જે ધણીને બચાવવાને ખાતીર ખુશનાંઝે એટલું બધું દુ:ખ સહેવ્યું તેજ ધણીએ તે બીચારીને તજી દીધી! મુબારક પોતાના બચ્ચાને લઇને ફઇઝાબાદથી દેહલી ચાલી ગયો, અને ત્યાં તેણે બચ્ચાને એક બુઢી બુઆને હવાલે કીધું.

સંસારમાં સુખ હોય કે દુ:ખ મગર વખત કોઇને આટબી થોભતો નથી.–એક વરસ પાણીના રેલાની મુઆફેક પસાર થયું.

એક વરસનું કેદખાનું સહેવીને ખુશનાંઝ કેદથી રીહા થઇ. તે બીચારીએ એ ખ્યાલ કીધો હતો કે તેને ઘરે લઇ જવા માટે તેનો પ્યારો ધણી જેલખાનાપર આવશે. મગર તેનો ખ્યાલ બ્યરથ ગયો! તે પોતાના ઝુંપડાં તરફ ચાલી.-તે કમનસીબ બીચારીને શું ખબર કે તેને વાસ્તે બીજી એક આફત ઉભી હતી!

પોતાના ઝુંપડા આગળ આવીને ખુશનાંઝે જોયું તો ઝુંપડું ખાલી. તેણે આજુબાજુ નઝર ફેરવી, તેટલા અંધકારમાં એક અઓરતે પુછયું "કોણ છે?"

ખુશનાંઝે તે સાદ ઓળખ્યો. તે પુછનાર કલ્લુની બૈરી મુનીયા હતી. જવાબમાં ખુશનાંઝે સવાલ કીધો "કોણ? મુનીયા?"

મુનીયાએ તે સાંભળીને કહયું "તું છે કે ખુશનાઝ?"

"હા" ખુશનાઝે ગલગલા સાદે કહયું. અને પુછયું "મુનીયા, આવી રાતના તું કયાં જાય છે?"

મુનીયાએ જવાબ આપ્યો, "મારો છોકરો મરવા પડેલો છે! શું તું જેલથી છુટી? કયાં જશે, આવ મ્હારા ઘરમા." એમ કહી તે દુ:ખી ખુશનાઝને પોતાના ઝુંપડામાં તેડી ગઈ. મુનીયાનાં ઝુંપડામાં દાખલ થતાંજ ખુશનાઝે જોયું કે આગલ કરતાં કલ્લુ અને મુનીયાનું તે ઘર વધારે કંગાલ હતું, કલ્લુ ઘરમા હતો નહીં અને તેનો છોકરો હાડપીંજર જેવો બનેલો ઝમીનપર પાથરેલી એક ફાટી ચટાઇ પર દુ:ખથી હયરાન હતો.

ખુશનાઝને પોતાના ઘરમાં બેસાડીને મુનીયા બાઝાર તરફ ગઇ બાઝાર આગળ એક ભપકાદાર માણસ મુનીયાની નઝરે પડયો જેથ

તે બોલી "સાહેબ, કાંઇ આપો-મ્હારો છોકરો ભુકમરાથી મરવા સુતેલો છે."

પેલા ભલા માણસને દયા આવી ગઇ. તેણે પોતાના ખીસામાંથી પૈસાથી ભરપુર એક પાકીટ કાઢીઅને તેમાંથી એક રૂપીયો મુનીયાને આપ્યો. ચોર કલ્લુની સોબતથી ચોર બનેલી મુનીયાએ એક છલાંગ મારી તે પાકીટ ઝુંટવી લીધી અને અંધારાનો લાભ લઇને પસાર થઇ ગઇ!

પેલા શખ્સે પોલીસ ચોકીપર જઇને ખબર આપી, પોતાનું નામ ઠેકાણું આપ્યું, અને તે બીજે શહેરનો હોવાથી અને તેને ઝરૂરી કામ હોવાથી પોતાના ઘર તરફ જવા ફઇઝાબાદથી રવાના થયો. જતી વખતે તેણે પોતાનો શક એક સ્ત્રી જેનો આવાઝ તે પોતે કાંઈ ઓળખતો હતો તેપર હતો જણાવી તેનું નામ પોલીસને આપી ગયો, અને પોલીસવાલાઓએ મસલહત ચલાવી.

પેલી તરફ મુનીયા ચોરેલી પાકીટ લઇને ઘરમાં આવી. તેના મરતા છોકરા પાસે ખુશનાઝ બેઠેલી હતી જેને જોઇ મુનીયા બોલી "એક સગાંને ત્યાં જઇને કાલાવાલા કરીને આએ પઇસા લાવેલી છેઉં, હું દુધ લઈ આઉં તેટલા તું એ સંભાલજે, દુધ લાવીને પછી એ ઉંચે મુકીશ"-મુંનીયાં તે ચોરેલી પાકીટ ખુશનાઝને સોંપી ઉતાવળમાં દુધ લેવા બાઝારમાં દોડી.

પોલીસને પેલા ભલા શખ્સે જે સ્ત્રીપર શક હતો તેનું નામ કહેલું હોવાથી કલ્લુની બૈરી મુનીયાના ઝુંપડાંની તપાસ લેવા માટે પોલીસ ગઇ, ત્યાં તેઓએ ખુશનાંઝને ચોરાયલી પાકીટ સાથે બેઠેલી

જોઈ, અને એક સીપાઇએ કહ્યું "નીશાન જે આપવામાં આવી છે તેજ આએ પાકીટ છે, આ સ્ત્રી ચોર છે."

સીપાઇઓના અફ્સરે કહ્યું "એ તો પેલીજ ખુશનાઝ. જેને એક સાલની સઝા થઇ હતી. જેલથી છુટયા પછી પાછી એવાજ ચોરીના ધંધાપર લાગી ગઇ છે! પકડો એને."

પ્યારની શમશીરની ધારપર ચાલી આવતાં ઝખમી થયલી ખુશનાંઝ આ વખતે કાંઇ પોતાના ધણીના પ્યારને ખાતીર નહીં પકડાઇ, જેથી તેણે પોલીસ આગળ ખુલાસો કરી દીધો. પોલીસ તેથી છુપાઇને ઉભી અને મુનીયા દુધ લઇને આવી કે તેઓએ તેની સનમુખ થઈ ખુલાસો માંગ્યો. ખુલાસો આપતા મુનીયાએ પોલીસ ખુશનાઝને પકડી લઇ જાય તેટલાં શરાબની નશામાં ચકચુર બનેલો કલલુ લઠડતો પડતો ઘરમા આવ્યો. ચોર ધણી દારુમાં એટલો દીવાનો બનેલો હતો કે તે પોલીસને જોઇનેબી કાંઇ અને કાંઇ લવારોબકારો કરવા લાગ્યો. મુનીયા બેદરકાર બનીને પોતાના છોકરાંને પોતે લાવી હતી તે દુધ પાવા ગઇ મગર દુધ પીવા જેવો તેનો છોકરો ઉઠયો કે તેજ વખતે તે પડીને મરણ પામ્યો!

છોકરાનાં મરણથી મુનીયાં દીલશીકસ્તા થઇ, તેને તે દુઃખમાં નીરદોષની દયા આવી ગઇ, જેથી પોતે કીધેલી ચોરી કબુલ કરી દીધી. અને છાકટા કલ્લુએબી ખુશનાઝને ઓળખાયાં પછી પોતાના લવારાબકારામાં એક વરસની અગાઉનું પોતાનું પાપ ઝાહેર કીધું.

પોલીસ બધાંને ચોકીપર લઇ ગઇ અને પેલો શખ્સ જે કોઇજ નહીં પણ મુબારક હતો તેને તાર કરી દેહલીથી ફઇઝાબાદ બોલાવ્યો

મુબારક પોતાની ધણીઆણીના જેલમાં જવા પછી ફઇઝાબાદથી દેહલી ગયો હતો, અને ત્યાં તેણે ટુક વેપારથી વધીને આજે સ્હેજ સ્હાજ ચહડતી જોઇ હતી. તેનું ઝરૂરી કામબી થઇ ગયલું હોવાથી તે તુરતજ ફઇઝાબાદ રવાના થયો, અને પોલીસ ચોકીપર તેણે કલ્લુ અને કલ્લુની બઇરી મુનીયા સાથ પોતાની મોહરદારનેબી જોઇ

અરસપરસનો ખુલાસો થયો જેથી પોતાની નીરદોષ મોહરદાર જે તેના પોતાના પ્યારને ખાતીર જેલમાં ગઇ હતી તેના પગોપર તુરતજ પડીને મુબારકે હઝારો હઝાર મુઆફી માંગી.

બીજે દીવસે મેજીસ્ટ્રેટ આગળ કલ્લુને અને તેની સ્ત્રી મુનીઆને ચોરીના વાંક માટે ઉભા કરવામાં આવ્યા. મુનીયાને મુબારકની પાકીટ ઝૂંટવી લેવાના વાંક માટે છ મહીનાની સઝા થઇ જ્યારે કલ્લુને મીરઝાં ઇલ્લાહીબક્ષનો એક સાલ ઉપર કેશઓક્ષ ચોરવાના વાંક માટે એક વરસની સઝા અને નીરદોશ ખુશનાંઝને વગર વાંકે જેલમાં જવા દેવા માટે બીજા એક સાલની વધુ સઝા કરવામાં આવી. પોલીસે કલ્લુ અને મુનીયાના મુએલા બેટાની લાશ દફનાવી.

પોલીસના કમીશનર તરફથી આખા ફઇઝાબાદમાં દાંડી પીટવામાં આવી કે મુબારકની ધણીઆણી ખુશનાંઝ નીરદોશ હતી અને તેના કપાલપર કાંઇ કલંક ન હતો, અને સરકાર તરફથી ખુશનાંઝને સરકારે પોતે માંગેલી મુઆફીનો એક પત્ર મળ્યો.

મુબારક પોતાની જાનથી વધારે પ્યારી મોહરદારને લઇને દેહલી જતો હતો, તેટલાં મીરઝાં ઇલ્લાહીબક્ષે તેમને રોકયા. ઇલ્લાહીબક્ષને બચ્ચાં નહીં હતાં. વલી ખુશનાંઝ જેવી એક બેગુનાહ નારી તેના

પોતાના કેક્ષઓક્ષને સબબે જેલમાં ગઇ હતી તે માટે તેને દીલમાં ઘણું લાગતું હતું. બેશક, ઇલાહીબક્ષના સ્વભાવમાં ફેરફાર થઇ ગયો, તેણે મુબારકને પોતાનો બેટો કરી લીધો અને ફઇઝાબાદમાં ફરીથી આવી વસવા કહ્યું.

દુખ દુર થયું અને સુખ નઝદીક આવ્યું. દેહલીથી પેલી બુઆને મુબારકે પોતાના બચ્ચા સાથે મંગાવી, અને પોતાના બાળકને જોઇને ખુશનાઝ હરખના આંસુથી રડી!

થોડાજ વખત પછી મીરઝાં ઇલાહીબક્ષ મરણ પામ્યો અને તેની તમામ મીલકત અને માલ કારખાનાનો મુબારક માલેક થયો. મુબારક પોતાની પતીવ્રતા મોહરદારને એટલો બધો ચાહતો રહ્યો કે તે ખુશનાંઝ ઉપર જાન કુરબાન કરવાબી તૈયાર હતો.

# રૂસ્તમ–સોહરાબ.

## (૧)

સ્હાંજનો પાંચ વાગતાનો વખત થયો છે. મુબઇના વીકટોર્યા ગાર્ડન્સમાંના એક બાંકપર બે દોસ્તો બેસીને પરસ્પરની અચ્છી અદબથી વાત કરે છે. એકના ભપકાદાર કપડાંથી જણાય છે કે તે તવંગર છે. જ્યારે બીજો સાધારણ મગર ફાટેલાં કપડાંમાં હોવાથી માલુમ પડે છે કે તે મુફલીસ છે.

વાત કરતા કરતા ભપકાદાર કપડાંવાળાએ કહયું "ભાઇ સોહ-રાબ, તમ્હારી છેલ્લી વારતા તો બહુજ સુંદર હતી. ખરૂં કહું તો તમ્હે એક ઘણા સારા લેખક બનતા જાઓ છો. જો તમ્હે એમજ લખ્યા જશો તો વારતાઓના લેખક તરીકે તમ્હે ઘણુંજ આગેવાન માન અને નામ મેલવશો, અને તમ્હારા લખાણો વાંચવા માટે વાંચ-નારાંઓ ઘણી મોટી આતુરતા બતાવશે."

સોહરાબે માથુ નીચું નમાવીને કહયું "અરે ભાઈ, તમ્હે તો તમ્હારી લાયકીથી બોલો છો પણ મ્હારા એવા ભાગ્ય કયાં? તમ્હે મ્હારા મોટા દોસ્ત છો અને તેથી તમ્હને મ્હારી વારતા ઘણી મીઠી અને સુંદર લાગતી હશે, નહીં તો હું મુફલીસ શું અને મ્હારી વારતા શું!"

"એ તો, ભાઈ સોહરાબ, તમ્હે દુન્યાદારીની વાત બોલતા હોવ તેમ બોલો છો અને તેથીજ તમ્હારી શોભા છે." રૂસ્તમે કહયું "મગર, તમ્હો જેટલા મુફલીસ છો તેટલું તમ્હારૂં મગઝ તવંગર છે. વારતાઓ વાંચવા માટે જો કે મ્હારા પીદરને અભાવ છે છતાંબી તેવણ તમ્હારી વારતાઓ વાંચે છે અને તેને બહુજ પસંદ કરે છે."

મુફલીસ સોહરાબે ચ્હેરો ફેરવીને બીજી તરફ જોવા માંડયું. જાણે કે તેણે પોતાના દોસ્તની વાત સાંભલીજ નહીં હોય! તવંગર રૂસ્તમે પોતાના શરમાલ દોસ્તને વધુ સતાવ્યો "સોહરાબ, તમ્હે હવે પછી એક તદનજ કલપીત મોટી વારતા લખો."

સોહરાબ ચોંકયો, તેણે દોસ્ત તરફ કાંઇક ગઓરથી જોયું. અને પછી હસીને બોલ્યો "તદનજ કલપીત? દુન્યામાં કલપીત જેવી કોઇ

ચીઝબી છે કે! કોઈબી ચીઝ કલપીત નથી, મગર તમ્હે જેને કલપીત યાને મનથી ઉપજાવી કાઢેલી વારતા કહો છો તેટલી શકતી મ્હારામાં કયાંથી?" અને સોહરાબે તેમ બોલીને પોતાની નમનતાઇ બતાવીને હસ્તો ચ્હેરો રાખીનેજ રૂસ્તમ તરફ જોયા કીધું.

"કેમ સોહરાબ, મ્હારીબી મસખરી કરો છો કે?"

"હું તો એમજ સમજું છું."

"ત્યારે તો મ્હને કહેવું પડશે કે તમ્હને તમ્હારી પોતાની લાયકાતની ખબર અને કદર નથી. મ્હને તો એવો ખ્યાલ છે—ખ્યાલ શું મગર વીશ્વાસ છે—કે તમ્હે તદનજ કલપીત વારતા લખો છો. અને બરાબર લખી શકો છો."

"મગર હાલમાં તો મ્હારા મગઝમાં તેવુ કોઇ વસ્તુ તૈયાર થયું નથી. તેવો કોઇ પલોટ મ્હને ધ્યાન આવતો નથી." સોહરાબે ટુંકમાં પટાવતાં કહયું.

"પલોટનું શું પુછવું? વલાંઓ તમ્હારા ધ્યાનમાં પચાસ હશે. પણ બોલોની કે હમણાં મતલબ નથી! લાવોની એમ તો બસો પલોટ હું આપું."

સોહરાબે હસીને કહયું "વારુ, એકજ પલોટ તો મ્હને તમ્હે કહો."

રૂસ્તમે માથું ધવડયું, અને પછી ભમરડો ફેરવ્યો! "અરે કોઇ જોયલી કે સાંભલેલી વાતને એમ તેમ ફેરવી ડોલવીને લાંબી ટુંકી કરીને તેમાં મીઠું મરચું નાખીને કલમ ચલાવોની કે પલોટજ પલોટ!"

"ભાઈ રૂસ્તમ, બોલવું ઘણું સહેલું છે પણ બજાવવું મુશકીલ છે."

"અરેરે, જો મ્હને વારતા બનાવતાં આવડતે તો રોજની એક વારતા લખતે." રૂસ્તમે ખરા મનથી બળાપો કીધો.

"દર દીન યે શક?" હસીને સોહરાબ બોલ્યો "ખયર તમ્હે લખતે, પણ હું તો નહીં! હમણાં મ્હને તો કોઇ વલુ ધ્યાનમાં આવતું નથી."

"શું માથું દુખણુ કરોછ દોસ્ત?" રૂસ્તમ સ્હેજ કંટાલતો હોય તેમ બોલ્યો "કોઇબી પલોટ લખી નાંખો."

"કોઇ ધરખમ ચીઝ યાદ આવશે તો તે લખીશ. મગર મ્હને તો ખાત્રી છે કે આ દુન્યામાં તેવો બનાવબી બની ગયો હશેજ! આપણી દુન્યા કાંઇ કરોડો વરસોની જુની પુરાણી છે અને તે પર બની ગયલા અસંખ્ય બનાવોનોજ પડછાયો આપણે અનુભવી યા સોચી શકીએ છીએ." સોહરાબે કહ્યું. "તો પછી તેવા સોચથી તૈયાર થયલી એક વારતા કલપીત કહેવાઇજ કેમ શકાય?"

રૂસ્તમે હસી લીધું "ભાઇ, તમ્હે તો હવે ફીલસુફીપર ઉતરી પડો છો! મ્હારા કહેવા મુજબ ચાલીને એક લાંબી વારતા લખો, અને, અને,—"

સોહરાબે રૂસ્તમ તરફ આતુરતાથી જોયું, તે બોલતો અચક્યો હતો તેથી તેણે પુછ્યું "બોલો રૂસ્તમ, તમ્હે શું કહેવા માંગો છો? એક લાંબી વારતા લખીને પછી શું કરૂં? પછી શું, બોલોની?"

"પછી તે વારતાને ચોપડીના આકારમાં છાપો અને મ્હને તે અપણ કરો." રૂસ્તમે પોતાની મતલબ કહી દીધી.

"ઠીક છે, ઠીક છે, એમાં શું મોટી વાત છે?" સોહરાબે કહ્યું "તહમારી દોસ્તીને માટે એવી એક વારતા દીલોજાનથી હું તમ્હારી-પરથી કુરબાન કરવા ખુશી થઇશ."

"અને તે ચોપડીમાં મ્હારે માટે અર્પણ પત્રીકા લખો તો તેની સામે મ્હારૂં ચીત્રબી મુકજો."

"બેશક." સોહરાબ મોટી ખુશીથી બોલ્યો "હું હવે પછી જેબી ચોપડી છપાવીશ તે ચોપડી તમ્હને અર્પણ કરીશ અને તેમાં તમ્હારૂં ચીત્રબી છાપીશ. તહમારો ફોટો મ્હારી પાસે છે. મગર, ભાઈ રૂસ્તમ, બી. એ. ની પરીક્ષા આપવા પછીજ હું હવે તો કોઇબી વારતા લખીશ અને તેની ચોપડી છાપીશ."

"હા હા, પરીક્ષા આપીને પછી ગમે તો લખજો, મગર, તમ્હારૂં વચન પાલજો, વચનને ના ભુલતા. તમ્હારી હવે પછીની ચોપડી મ્હનેજ અર્પણ થવી જોઇશે."

"ફરીથી તમ્હને કહેવું નહીં પડશે ભાઇ." સોહરાબ બોલ્યો "હું મ્હારૂં વચન ઝરૂરજ પાળીશ."

"અને મ્હારૂં ચીત્રબી છાપશો કેની?"

"બેશક, બેશક."

(૨.)

મુફલીસ સોહરાબ વારતાઓ લખીને, ચોપડીઓ છાપીને, અને છોકરાઓને ઘરેઘર જઇને શીક્ષણ આપીને જે કમાતો તેમાંથી તે

કોલેજનો અને બીજો ત્રીજો ખરચ કરતો, કેમ જે તેના પીદર બહુજ ગરીબ હતા અને તે ગરીબ બાપને પોતાને લીધે સખત મહેનત કરવી પડે તે સોહરાબને પસંદ નહીં હતું.

સોહરાબ ભરૂચના એક પારસી ખેડુતનો છોકરો હોવાથી તે ભરૂચથી મુંબઇની કોલેજમાં શીખવા માટે આવ્યો હતો, અને મુંબઇમાં તેને રૂસ્તમ તાલીયારખાન નામના તવંગર છોકરા સાથે ઘણીજ ગાઢી દોસ્તી થઇ હતી. રૂસ્તમ અને સોહરાબ ગમે તેવા મોટા મીત્રો હતા છતાંબી તેઓ એક બીજા સાથે તું તાંનાં હલકા શબ્દોથી વાત નહીં કરતા હતા, અને હંમેશા ઘણી અદબથી બોલ્યા ચાલનો વહેવાર તેઓની વચ્ચે જારી હતો.

બેશક, તવંગરી અને મુફલીસી વચ્ચે આ દુનીયામાં જે તફાવતની નઝર બરપા થયલી હંમેશા જણાય છે તેમ આ બે દોસ્તોની વચ્ચે નહીં હતું, અને સોહરાબ પોતાના સારા ગુણોથી હરદમ રૂસ્તમને ઘણો ગમતો રહેતો હતો.

કોલેજના તે બે મીત્રોની પરીક્ષા આખીર ચાર મહીના પછી ખલાસ થઇ ગઇ, અને બંને તેમાં પસાર થયા. પાસ થવા પછી સોહરાબને પોતાના પીદરનું ગરીબ ઘર યાદ આવ્યું અને તેણે ભરૂચ જવાની તૈયારી કીધી.

ભરૂચ જવાનો દીવસ નકકી કરી તે દીવસે સ્હવારે રૂસ્તમને મલવા સોહરાબ ગયો, સોહરાબ જો કે પોતાને ઘર જતો હતો પણ તે રૂસ્તમ જેવા જાની મીત્રને છોડી જવાથી ઉદાસ હતો. તેનો દીલગીર ચહેરો જોઇને રૂસ્તમે પુછયું "કેમ ભાઇ, ઉદાસ કેમ જણાઓ છો?"

"આજે ઘરે જવાનો વીચાર છે."

"હેં! ઘરે જાઓ છો?"

"હા."

"એટલા જલદી!" રૂસ્તમે અજાયબી સાથે કહ્યું "ચાર છ દીવસ થોભી જતે."

"ભાઇ, હવે તો ઘરની યાદથી જીવ અધીરો પડી ગયો છે." સોહરાબે કાંઇક ગલગલા સાદે કહ્યું.

"આ તો તમે દીલગીર બનાવનારી વાત કહી."

"શું કરૂં? ઇલાજ નથી."

"વારૂ, કેટલા વાગે જશો?"

"રાતની પહેલી મેલમાં."

"ઠીક વાત છે." રૂસ્તમે કહ્યું "જઇ આવો, મગર, તહમે એટલા બધા ઉદાસ કેમ છો? તહમે તો ઘરે જાઓ છો, અને એટલી બધી દીલગીરી શાથી?"

ખેંચી ખાંચીને એક ઠંડુ હસવું ચહેરાપર લાવીને સોહરાબ બોલ્યો "હું દીલગીર એટલા માટે છું કે હવે આપણે છુટા પડી જઇશું, અને પાછા કોણ જાણે કયારે મલશું!"

"તો શું તહમે મુંબઇમાં પાછા નહીં આવશો?"

"નહીં." આંખોમાં આંસુ લાવી સોહરાબ બોલ્યો.

રૂસ્તમ ચોંકયો. "કાંય? પાછા કાંય નહીં આવશો?"

"હવે હું વધારે શીખી શકતો નથી, કેમકે બાવજીએ ભરૂચમાં મ્હારે માટે નોકરી શોધેલી છે અને તેવણે મને તે નોકરીપર રહી જવા માટે બોલાવ્યો છે." સોહરાબ બોલ્યો. અને હવે તેની આંખોમાંથી આંસુ ટપટપ તુટી પડયાં "ભાઇ રૂસ્તમ, તમને તો મારા ઘરની હાલત ખબર છે."

"હા, ખબર છે." રૂસ્તમે કહયું "અને તેથી તમે હવે નોકરી એ રહેશો અને મુંબઇમાં નહીં આવશો તે જાણી હુંબી દીલગીર છું."

"મારા પીદર ગરીબ છે, તેવણે કોઇ આશાપર મને શીખવ્યો છે, અને તેવણની આશા હું તોડી શકતો નથી. જેટલું શીખ્યો તે ગનીમત છે. લેકીન" સોહરાબે પોતાનું બોલવાનું વધાર્યું "હું જે વીચારૂં છું તે એ છે કે મ્હારી તમ્હારી આજે કદાચ આ છેલ્લી મુલાકાતબી હોય!"

રૂસ્તમ ગભરાઇને બોલ્યો "નહીં નહીં, એ કેમ બને? શું તમ્હે હવે મ્હારે ત્યાં નહીં આવશો?"

"આવશ તો ખરો, પણ નોકરીથી રજા મલે તોજ આવી શકશ."

"અરે તો શું નોકરીથી ચાર છ દીવસની રજાબી નહીં મલી શકશે?"

પણ સોહરાબે તો પોતાનુંજ બોલવાનું ચાલું રાખ્યું: "અને બીજું એ કે આજકાલ માણુસની ઝીંદગીનો ભરસો નથી."

"સોહરાબ, તમહે આજે શું એક દીવાના આદમીના જેવી વાત કરો છો. શું મઓત કાંઇ માણુસની પાછળ પાછળ દોડયા કરે છે?"

"મગર" અને તે મગર બોલતાં અટકીને એક ઠંડો નીસાસો નાંખી સોહરાબ થોભ્યો.

"મગર, શું?" રૂસ્તમે પુછ્યું.

"મગર હવે આપણી વાત તો ગોયા માઇલના માઇલ અને ગાઉના ગાઉ દુર ગઇ. આપણે જે દોસ્તીથી આખો આખો દીવસ સાથે રહેતા તે હવે કયાંથી? હવે તો કોણુ જાણે કયારેબી મલાશે!"

રૂસ્તમેબી તે સાંભલીને એક ઠંડો નીસાસો નાંખ્યો "હા, તે વાત ખરી."

ટુંકમાં, તે બે જાની દોસ્તોએ અરધા કલાક સુધી બેસીને વાતો કરી અને તે પછી સોહરાબ જવા ઉઠયો. "જાઉં, સામન બાંધીને તઇયાર રાખું."

"ભાઇ સોહરાબ, હું સ્ટેશનપર રાતના મલીશ. તમે ત્રેનના વખતથી કેટલો વખત આગમજ આવીને બેસનાર છો?"

"પા કલાક."

અને તે બાદ સોહરાબ રૂસ્તમને છોડી ગયો. રાતના જ્યારે સોહરાબ મરૂચ જવા માટે સ્ટેશનપર દાખલ થયો ત્યારે તેણે જોયુ તો રૂસ્તમ ત્યાં આવીને અગાઉથી ખોટી થતો ઉભેલો હતો.

સામાન તોલાવીને ટીકીટ સોહરાબે લીધી કે ગાડી આવી લાગી.

સોહરાબ ગાડીમાં બેઠો અને રૂસ્તમ તેની સાથે વાત કરતો ઉભો. સોહરાબે કહયું "કોણુ જાણે કયારે મલશું?"

"હુંબી તેજ વીચાર કરૂં છું." રૂસ્તમ બોલ્યો.

"જ્યારેબી મલીએ ત્યારે, મગર ભાઇ રૂસ્તમ, તમ્હે મ્હને વચન આપો કે અઠવાડયામાં એક કાગઝ તમ્હે જરૂરજ મારીપર હંમેશાં લખતા રહેશો."

"હું વચન આપું છું, પ્યારા ભાઇ કે હું દર અઠવાડીએ તમારીપર કાગઝ લખીશ અને તમ્હે તમ્હારા કાગઝ સાથે તમ્હને કાંઇબી જોઇતું હોય તો લખજો, હું ખુશીથી તમ્હારૂં કામ કરીશ." રૂસ્તમે સોહરાબને વચન આપતાં કામકાજ લખવા માટે કહયું.

"મુફ્લીસ દોસ્તપર તમારી મહેરબાની છે, રૂસ્તમ." સોહરાબે તેનો હાથ ચુમતાં ઉપકાર માન્યો.

"મગર, તમારા વચનનેબી યાદ રાખજો ભાઇ સોહરાબ." રૂસ્તમને હવે કાંઇ યાદ આવી જવાથી તેણે જણાવ્યું "ચાર મહીનાં અગાઉની વાત યાદ છે કે? એક સહાંજના વીકટોરીયા ગાર્ડન્સમા બેસીને તમ્હે જે વચન આપ્યું હતું તે વચનનું ધ્યાન છે?"

"હા હા," સોહરાબે હસીને કહયું "પેલી ચોપડીની વાત! હા, તે યાદ તો છે. પણ, પલોટ યાદ આવશે ત્યારે લખીશ."

"હવે પછી જ્યારેબી પલૉટ રચો ત્યારે" રૂસ્તમે કહયું "તે પુસ્તક મને અર્પણ કરજો અને તેમાં મારૂ ચીત્ર જરૂર છાપજો."

"જેમ તમ્હે તમ્હારા બોલને પાલવા માટે વચન આપ્યું છે તેમ હુંબી ત્યારે આ બાબતમાં તમ્હને વચનજ આપું છું." સોહરાબે રૂસ્તમના હાથપર હાથ થોકતાં કહયું, અને તેજ વખતે ગાર્ડે ગાડીને ચાલવાની રજા આપી.

પેલી તરફ એન્જીને પોતાની ગરમ સ્ટીમ છોડી, તો યહાં તે બે દોસ્તોએ ઠંડો નીસાસો!–ગાડી ચાલુ થઇ, રૂસ્તમે સોહરાબ તરફ જોયું તો સોહરાબની આંખોમાં આંસુ છલછલી રહેલાં હતાં!

રૂસ્તમ તે જોઇને મનમાં બોલ્યો "ગમે તેવો સોહરાબ એક ત્રેજીક લખનાર છે, મગર એનું દીલ ઘણુંજ નરમ છે. દોસ્તીને લાયક માણુસ છે. એ જરૂર પોતાનું વચન પાલશે અને હું બી મ્હારૂં વચન બરાબર પાલીશ."

આખીર, તે બે ગાઢી મીત્રાચારી ધરાવનારા જાની દોસ્તો વરસો પછી આજે છુટા પડયા.

(૩)

રૂસ્તમ અને સોહરાબની છેલ્લી મુલાકાત પછીના ચાર મહીના દરમ્યાન તો તે બેઉ વચ્ચે ખુબ પત્રવહેવાર ચાલ્યો. દરેક અઠવાડીએ કાગઝ આવતો અને જતો હતો. ચાર મહીના પછી કાગઝમા ખાંચા પડયાં, પણ તે સોહરાબ તરફથી નહીં લેકીન રૂસ્તમ તરફથી પડયાં! રૂસ્તમ સોહરાબના કાગઝના વખતસર જવાબ આપતો નહીં. કોઇ વખતે પંદર દીવસ પછી રૂસ્તમ જવાબ લખતો અને કોઇ વખત એક મહીનોબી કાઢી નાખતો!–સોહરાબે રૂસ્તમને તેમ કરવાનું કારણ પુછાવ્યું. તો રૂસ્તમે લખ્યું કે "મ્હને ફુરસત નથી મલતી."

તેવીજ રીતે તે પછી બીજાબી ચાર મહીના નીકલી ગયા. તે પછી તો સોહરાબના કાગઝોના જવાબ બહુજ મોડેથી મલતા, અને તે જવાબ ઉતાવલે અને ઘણા ટુંકમાં લખાયલાં જણાયાં. તે પછી થોડો વખત ગયો કે સોહરાબના એક કાગઝનો મુદલ જવાબબી

રૂસ્તમે નહીં લખ્યો! સોહરાબે રૂસ્તમપર તે કાગઝનો જવાબ નહીં મલ્યો તે માટે બીજો કાગઝ લખ્યો પણ તેનોબી જવાબ રૂસ્તમે નહીં મોકલ્યો!!

રૂસ્તમની તે રીતથી સોહરાબ બહુજ દીલગીર થઇ ગયો. તેણે બીજા બે ત્રણ કાગઝો લખ્યા પણ જ્યારે તેનાબી જવાબ નહીં મલ્યા ત્યારે તે સમજી ગયો કે રૂસ્તમ હવે તેની સાથે પત્રવહેવાર ચલાંવવા નારાઝ હતો.–સોહરાબે અફસોસનો એકદમ ભર્યો, તે થોડો રડયો, અને તે મનમાં બોલ્યો "રૂસ્તમ મ્હને ભુલી ગયો, તે વચનથી બેવ-ચન થયો."

કોઇ કોઇવાર સોહરાબના મનમાં એમ આવતું કે તે મુંબઈ જઇને રૂસ્તમને મલે, પણ રૂસ્તમે જે ચાલ ચલાવી હતી તેનાથી તે એટલો તો દુઃખી થયો હતો કે તેણે તે વીચાર માંડી વાલ્યો.

સોહરાબે હવે જોયું કે રૂસ્તમને દુનીયાની તે હવા લાગી ગઇ હતી જેમાં મોટાઇનો મીથ્યા ખ્યાલ સમાયલો હોય છે! તેણે જોયું કે તે મુફલીસ હોવાથી તેને રૂસ્તમે ધીકકાર્યો હતો અને તેથી તેણે કાગઝના જવાબો લખવાના છોડી દીધા હતા! રૂસ્તમ વચનથી બેવચન થયો હતો, મગર સોહરાબ પોતાના વચનને પાલવા માંગતો હતો. તેથી, સોહરાબે પોતાની નોકરીથી છુટી મલવા બાદ રાતના વખ્ત દરમ્યાન એક વારતા લખવા માંડી.

રાત રાતના બે કલાક મલવાથી વાર્તાનું કામ ધીરૂ ધીરૂ ચાલતું હતું, અને કોઇ કોઇ વખતે તો ફુરસત નહીં મલવાથી અથવા નોક-રીથી કંટાલવાથી તે પંદર વીસ દીવસો સુધી એક શબ્દબી લખી

શકતો હતો નહીં, આખીર, તે વાર્તા લખીને ખલાસ કરવા માટે સોહરાબને છ મહીના લાગ્યા! વારતા ખલાસ કરવા પછી સુરતના એક છાપખાનામાં તે છપાવા મોકલી, અને રૂસ્તમનો ફોટોગ્રાફ મુંબઇ મોકલી તેનો બ્લોક તૈયાર કરી મંગાવ્યો.

મગર, તે ચોપડી છપાતી હતી તે દરમ્યાન સોહરાબ બીમાર પડી ગયો! તેને તાવ આવવા માંડી. અને તેની બીમારી સાધારણ સમજવામાં આવી. લેકીન દશ દીવસ નીકલી જવા છતાંબી સોહરાબની તાવ ગઇ નહીં, તે વધી ગઇ, અને તેથી તેનાં માબાપ બહુ ફીકરમાં પડયાં. વીસ દીવસ બીજાં ગયા, અને તાવ ચાલુ રહેવાથી એવું થયું કે સોહરાબથી હવે બીછાનામાંથી ઉઠાતુંબી નહીં હતું.

સોહરાબના માબાપની ફીકર ઘણી વધી ગઈ.

તેમના તેમ બીજા દશ દીવસ નીકલી ગયા. તે દશ દીવસ પછી સોહરાબની હાલત કાંઇક સુધરતી જણાઇ, તેના ચહેરાપર રંગબી આવ્યો. તે જોઇને તેના પીદરે કહયું "દીકરા સોહરાબ, આજે તમ્હારી હાલત સારી દેખાય છે."

સોહરાબે ફીકું હસીને કહયું "હા બાવાજી, આજે કંઇ ઠીક લાગે છે! તાવબી કમતી છે." સોહરાબના માતાપીતા ખુશી થયાં કે તેમના બેટાની હાલત સુધરી હતી.

એક કલાક પછી સોહરાબે પોતાના પીતાને પોતાના બીછાના પાસે તેડીને કહયું "બાવાજી, મેં જે ચોપડી છપાવા મોકલી હતી તેના છેલ્લા ભાગના પરૂફસ છાપખાનાવાલાએજ તપાસીને ચોપડી

તૈયાર કીધી છે, અને ચોપડીઓનું પારસલ આજકાલમાં આવશે એમ મ્હને લાગે છે."

"બેટા, ચોપડીઓનું પારસલ કાલનું આવી ગયું છે, અને તે મેં લીધું છે. તું સારો થઇ ઉઠે કે ઘરાકોપર મોકલજે."

"બાવાજી" સોહરાબે કહયું. "મને એક ચોપડી લાવી આપો. તે હું જોવા માગું છું અને મ્હારા મીત્ર રૂસ્તમ જેવણને મેં એ ચોપડી અર્પણ કીધી છે તેમના સરનામા પર સઉથી પહેલા એક નકલ મોકલવા ઇચ્છુ છું."

સોહરાબના પીદરે તે પારસલ ખોલીને એક ચોપડી કાઢી અને તે લઇ જઇને સોહરાબના હાથમાં મુકી. સોહરાબે તેને ખોલી જોઇ, અને તેણે પીદર પાસે સહી કલમ મંગાવીને તે ચોપડીના પહેલા પાના પર નામ લખ્યું અને તે બોલ્યો "પીદર, આ ચોપડીને કાગઝમાં વીંટાળી તેને મ્હારા દોસ્ત રૂસ્તમને સરનામે રવાના કરવાની મેહેરબાની કરજો."

(૪)

ઉપલા બનાવને છ દીવસ થઇ ગયા.

મુંબઈમાં રૂસ્તમ તાલીયારખાન પોતાના ઓરડામાં કેટલાક દોસ્તો સાથે પાનાની રમત કરતો હતો તે વખતે પોસ્ટમેને લાવીને તેના હાથમાં એક ચોપડી મુકી અને એક કાગઝ આપ્યું.

ચોપડી જોઇને એક દોસ્તે પુછ્યું "એ શું છે રૂસ્તમ?"

"કાંઇ ચોપડી જેવું લાગે છે. કોઇએ ભેટ મોકલી હશે." અને બેદરકારીથી તેટલું બોલતાંજ તેણે પેલા કાગઝપર ધ્યાન આપ્યા વગર ચોપડીબી નીચે મુકી દઇને પાનાપર નઝર પાછી દોડાવી!

"અરે પણ શું ચોપડી છે તે તો જો" પેલા દોસ્તે કહયું. "પાના તો રમાશે, ચોપડી શું આવીછ તે અમનેબી તો દેખાડ. આજે બહુ જીત્યોછ તે ધ્યાન વગરનો બની ગયોછ શું?"

"તુને ચોપડીપર પીયાર હોય તો ઉખેડીને જો, મ્હારી રજા છે." રૂસ્તમે કહયું. "હું તો એ દાવ પુરો કરૂં નહીં ત્યાં સુધી કશા પર મ્હારૂં ધ્યાનબી નથી લાગવાનું."

પેલા દોસ્તે પેલી ચોપડીપરનું કાગઝ કાઢી નાખ્યું, અને ચોપડીપરનું નામ તેણે મોટેથી વાંચ્યું "રૂસ્તમ–સોહરાબ."

રૂસ્તમનું ધ્યાન તે સાંભલીને પાનાપરથી નીકલી ગયું, અને તે પેલા દોસ્ત તરફ જોઇને બોલ્યો "શું નામ છે?"

"રૂસ્તમ–સોહરાબ."

"હં! ત્યારે શાહનામેહનો એક ભાગ કોઇએ લખ્યો હશે અથવા રૂસ્તમ–સોહરાબનો નાટક કોઇએ છાપ્યો હશે." રૂસ્તમ બોલ્યો. "આપણા પહેલવાનોની વાત છે ત્યારે કોઇ પારસી લેખકેજ મ્હારી પર એ ચોપડી ભેટ મોકલેલી લાગેછ."

મગર, પેલા દોસ્તે તે ચોપડીના પાના ફેરવીને બુમ પાડી "અરે રુસ્તમ, એમાં તો ત્હારો ફોટો છે!"

"હેં!" એટલુંજ બોલીને રૂસ્તમે પોતાના હાથમાંના પાના નાખી દીધા. અને તે ચોપડી તરફ ડઘાઇનેજ જોતાંજ પુછયું "એ ચોપડીનો લખનાર કોણ છે?"

પેલાએ તુરત જોયું અને કહયું "ચોપડીનો લખનાર સોહરાબ પેશોતન ભરૂચા છે, પણ—"

"પણ શું?" રૂસ્તમે બોલવાથી અચકેલા તે દોસ્તને પોતાના શબ્દો આગલ ચલાવવા કહયું.

"પણ" પેલા દોસ્તે કહ્યું "ચોપડીના લેખકનું નામ છપાવલું છે, લેકીન તે નામની આગલ કોઇએ સાહીથી બરેકેટમાં લખ્યું છે. "મરહુમ."

"શુરુ" તેણે એક બુમ પાડી. અને તેણે તે ચોપડી ઝડપથી ઝુંટવી લઈ તેમાં જોયું.

હા! ખરેખર, તેમાં નીચે મુજબ લખેલું હતું:

## રૂસ્તમ—સોહરાબ.

## બે અઝીઝ મીત્રો—એક તવંગર, બીજો મુફલીસ!

## એક વાર્તા.

**લખનાર—(મરહુમ) સોહરાબ પેશોતન ભરૂચા.**

રૂસ્તમે કપાલપર હાથ માર્યો, અને તેણે પોતાના ફોટોગ્રાફ સામેની અર્પણપત્રીકા વાંચી જે નીચે મુજબ હતી.

## અર્પણ.

**જાનથી અઝીઝ દોસ્ત રૂસ્તમ.**

ત્હમે ત્હમારી તવંગરીથી ફુલાઇ જઈ મ્હને ભુલી ગયા અને વચનથી બેવચન થયા. મગર મેં આજે મ્હારૂં વચન પાલ્યું છે અને આ ચોપડી ત્હમને અર્પણ કીધી છે.

લી૦ એકવારનો અઝીઝ મગર હાલમાં તજાયલો

ત્હમારો દોસ્ત

**સોહરાબ.**

તેણે પેલું કાગઝ ઉખેડીને વાંચ્યું જેમાં મરહુમ સોહરાબના પીદર પેશોતને લખ્યું હતું કે 'જે દીવસે ચોપડી પોસ્ટ કરવાની હતી તેજ રાત્રે મરહુમની તબીયત એકાએક ઘણી બીગડી ગઇ હતી અને બીજેજ દીને અચાનક ગુઝર પામ્યા હતા જેથી ચોપડી પાછળથી મોકલી હતી.'

રૂસ્તમ તાલીયારખાને તે ચોપડીને પોતાની આંખો સાથે દાબીને કહયું "ખરેખરજ આ ચોપડીને રૂસ્તમ સોહરાબનુંજ નામ ઘટે છે, કેમ જે શાહનામેહને આ ઝમાનાની બાબત સાથ એક રીતે ગોયા મુકાબલો થયલો છે. પહેલવાન રૂસ્તમ અને પહેલવાન સોહરાબ બાપ દીકરા હતા તો અમે બે રૂસ્તમ અને સોહરાબ મોટા મીત્ર હતા !– પહેલવાન સોહરાબથી પહેલવાન રૂસ્તમ ઝમીનપર પડયો ત્યારે સોહરાબે રૂસ્તમના વચનપર એતેબાર રાખી તેને છોડયો હતો અને મ્હારા મીત્રબી મ્હને છોડતાં તેમજ કીધું—પહેલવાન રૂસ્તમે પહેલવાન સોહરાબને બેવચન બેવફા થઇ માર્યો હતો અને મેંબી મ્હારા દોસ્ત સોહરાબને બેવચન બેવફા થઇને ગોયા મેંજ મારી નાંખ્યો—સોહરાબ પહેલવાનના મરણ પછી રૂસ્તમ પહેલવાનની સુધ ખુલી અને મ્હારી સુધબી મ્હારા અઝીઝ દોસ્તના મરણ બાદ ખુલી ! અફસોસ ! સદ હઝાર અફસોસ કે મેં એક જાની દોસ્ત ગુમાવ્યો !"

# કોરટ દરબાર !

(૧)

હું કચહેરીમાંથી મકાનમાં આવ્યો, લીબાસ મેં ઉતાર્યો, અને એક આરામકુરસીમા હું લેટયો. મ્હારી આંખો અરધી ખુલ્લી અને અરધી બંધ હતી. તેટલાં મ્હારે કાને કોઇ મદારીની દુગદુગીનો આવાઝ આવ્યો. તે આવાઝ સાંભલીને મ્હારા કમરાની બારીએથી જોવા માટે મ્હારી બેટી મ્હારી પાસે દોડી આવી બોલીઃ "બાવા મ્હને મદારીનાં વાંદરા અને બકરાનો નાચ દેખાડો."

મેં કહ્યું "અરે એ તે કાંઇ જોવાનું છે? ઘણી વખત એ તમાશો તો તેં જોયલો છે."–અને તે સાંભલીને મ્હારી બેટીનો ચ્હેરો ઉતરી ગયો, મગર તે ઝીદદી બનીને રડમસ થઇ બોલી "નહીં હું તો એ નાચ ઝરૂર જોવાંની. ઝરા મદારીને કહો કે થોભે અને આપણા મકાનની નીચે તમાશો કરે."

મેંબી બચ્ચીને છેડતાં કહયું "નાચ માટે તો હુકમ કરીશ, લેકીન પૈસા આપને આપવા પડશે !"

મ્હારી વાત સાંભળીને તે બોલી "ઉંહું ! હું નહીં આપીશ."

"તમ્હે પૈસા તો ઘણા એકઠા કીધેલા છે મેં અને તમ્હારી માતાએ તો પૈસા તમ્હને ઘણા આપેલા છે તો તેમાંથી આય મદારીને આપજો." મેં મ્હારી બેટીને કહયું, અને પછી નોકરને હુકમ

કીધો "અરે રામા, જા તો મદારીને કહે કે આપણા મકાન આગળ તમાશો કરે."

મદારી થોભ્યો. તેની ખાંધપર ઝોલી, હાથમાં એક લાંબી નેતર અને બે રસસી હતી. એક રસસીને છેડે એક બુઢો બકરો અને બીજી રસસીને છેડે બે વાંદરા બાંધેલા હતા. મદારીના બીજા હાથમાં દુગદુગી હતી તે વજાડતોં હતો, અને તેની પાછલ છોકરાં-ઓની ગોયા ફ્ઓજ હતી!

તે મદારી મુસલમાન હતો—તેની ઉમર કાંઇ ઘણી નહીં હતી, ફકત ત્રીસ વરસની હતી લેકીન ખાવા પીવાની હાડમારીથી શરીર તુટી ગયલું લાગતું હતું! તેની આંખો કાંઇ વીચીત્ર ચમકારા કરીને જાણે તમાશા દરમ્યાનબી કોઇને શોધતી હોય તેવી રીતે આસપાસ જોતી હતી! મેલા કપડાં, વીખરાયલા બાલ, અને ધુલ ભરેલી લાંબી દાઢી છતાંબી તે મદારી મ્હને તો કોઇ ખરાબ માણુસ નહીં માલુમ પડતો હતો. મેં તેને જોઇને કહયું "કેમ, તમાશો દેખાડવા માટે શું લેશો?"

"જે આપ હુઝુર મેહેરબાની કરશો તે." એમ બોલીને તેણે ઝોલી ઉતારીને તમાશો શુરૂ કીધો.

તમાશો જોઇને મ્હારી બચ્ચી તો હસતા હસતા પરીશાન થઇ ગઇ. જયારે બકરો લંગડાઇને બુખાર આંવવાના સબબથી હયરાન થઇને બૈરીને લેવા સાસરીયામાં જતો ત્યારે તો મ્હનેબી ખુબ હસવું આવી ગયું! વાંદરાઓના ખેલથીબી ઘણી મજાહ પડતી હતી. આખીર જયારે તે તમાશો પુરો થવા આવ્યો ત્યારે મદારી દુગદુગી

વજાડીને રસ્તામાં એકઠા થયલા છોકરાઓમાં ફરવા લાગ્યો, અને તે વખતે મેં બારીકીથી જોયું કે તે કોઇ છોકરાને ઓળખવા માંગતો હોય તેમ છોકરાંઓને ધ્યાનથી જોઇ રહયો હતો! તે મદારીના એવા રંગઢંગ જોઇને મ્હને ઘણી અજાયબી લાગી, અને તેથીજ જ્યારે ખેલ ખલાસ થયો અને રસ્તાપરના જોવાવાલાઓ ચાલી ગયા ત્યારે મેં તે મદારીને બકરા અને વાંદરાને નીચે બાંધીને મ્હારી આગળ ઉપર આવવા કહયું, અને તેનાથી ખુલાસો માંગતા મેં પુછયું "તમ્હે છોકરાઓને એવી રીતે જોતા હતા કે જાણે તમ્હારો કોઇ છોકરો ખોહવાયો હોય!"

મદારીએ કહયું "હુઝુર, મહારા લગનજ નથી થયાં તો પછી છોકરા કયાંથી થાય?"

તે સાંભલીને મેં પુછયું "ત્યારે તમ્હે એવી રીતે છોકરાઓને શા માટે જોઇ રહયા હતા?"

મદારીએ જવાબ આપ્યો "જો હઝુર મ્હારી વાત સાંભલે તો મહારો ભેદ કહું."

મેં હા પાડી, જેથી મદારીએ પોતાની નીચલી હકીકત મ્હારી આગળ કહેવા માંડી:

(૨)

મદારીએ ચલાવ્યું: "હુઝુર, આપ હાકીમ છો તે હું જાણું છું, અને મ્હારો ભેદ કહેતાં હું આશા રાખું છું કે આપ મ્હારા ગુનાહને—મ્હારેથી મ્હારી કહાણી કહેતાં થનારી બેઅદબીને— ઝરૂર મુઆફ કરશો. આપ કોરટ દરબારમાં માનવાવાલા હશો, મગર બેઅદબી મુઆફ છે

કે હું તો અદાલત અને કાનુનપર મુતલક ભરોસો રાખતો નથી! જેની પાસે પઇસા છે તેની તરફ કોરટ દરબારબી છે. આજની કેટલીક કોરટ દરબાર ગરીબોને માટેની નથીજ.—જે પઇસા ખરચી શકે, જે મોટા મોટા વકીલો અને બેરીસ્તરો રોકી શકે તેજ આજે તો જીતે છે. ગરીબની સાચી વાતબી કોઇ માનતું નથી, અને પઇસા ખરચનારની જુઠ્ઠી વાત કોરટ દરબારમાં ખરી થાય છે!

"મ્હારૂં ઘર આરા જીલ્લાના સબ દીવીઝન સસરામની પાસેના ગામમાં આવ્યું છે. મ્હારા ગામમા ઘણાખરા મુસલમાનોજ વસે છે. મ્હારા બાપને બેજ બેટા થયા, જેમાંનો એક મ્હારો મોટો ભાઇ અને બીજો હું. મ્હારા પીતાજીની જમીન હતી અને સુખેથી બેસીને ખાઇએ તેટલી દઓલત હતી. મ્હારા મોટાભાઇ આરાના એક વકીલને ત્યાં નોકરીએ હતા, અને હું મકતબમાં શીખતો અને પીતાજીની સાથે ઘર જમીન અને દૌલત સંભાલતો ખુશીમાં રહેતો હતો, મ્હારા મોટાભાઇ પોતાને જ્યારે છુટી મલતી ત્યારે અમારા ગામમાં આવતા હતા.

"જ્યારે હું સત્તર વરસની ઉમરનો થયો ત્યારે અમારા ગામનાજ કોઇ એક કાસીમઅલી નામના શખસની ફાતીમા નામની છોકરી સાથે મને અદરાવવાની વાત ચાલી. કાસીમઅલીની બાઝારમાં દુકાન હતી અને તેને તે એકજ ફાતીમાં છોકરી હતી. કાસીમઅલી પાસે રૂપીઆ પૈસા તો કાંઇ નહીં હતા લેકીન તેની છોકરી ખુબસુરત હતી જેથી મ્હારા પીતાજીએ મ્હારા લગન તેનીજ સાથે થાય એમ ઠરાવવા મીઠું મોઢું કરાવવાનો વીચાર કીધો. કાસીમઅલીબી

અમારે ત્યાં પોતાની છોકરી આવશે તેથી ઘણો ખુશી થયો હતો કેમકે અમારી હાલત જોઇને તેણે પોતાની છોકરી સુખી થશે એમ માન્યું હતું.

"ફાતીમાએ મ્હને જોયો હતો કે નહીં તે હું કહી શકતો નથી; પણ મેં ફાતીમાને જોઇ હતી. ભવીષ્યમાં તે મ્હારી મોહરદાર થશે એ વીચારથી મ્હને તો બહુ ખુશાલી પૈદા થતી હતી. અદરાવવાની વાતને દરમ્યાન ચોરીછુપીથી હું તેને જોઈ આવ્યો હતો. મ્હારા મોટા ભાઇ છુટ્ટી વખ્તે ઘરમાં આવે ત્યારે મીઠું મોંઢુ કરવાનું બેઉ તરફ નક્કી થયું.-લેકીન, કીસમતના ઉલટથી તઇયાર થયલી વાત બીગડી ગઇ! મહારા પીતાજી એકાએક મરણ પામ્યા, અને ભાઇ તો વરસમાં એજ વખત ઘરે ફરતા હોવાથી મહારાપર ઘરનો તમામ બોજો આવી પડયો. મગર, ઘરનો માલેક બનવાથી હું નાદાન ફુલી ફાટી ગયો. મેં ખરાબ સોબત પકડી અને સારા માણસોની શીખામણ નહીં માનીને હું પઇસા બરબાદ કરવા લાગ્યો. મ્હને ખરાબ સોબતમાં ફસેલો જોઇને કાસમઅલીજી ફરી ગયો, તેણે પોતાની છોકરી મ્હારી સાથે અદરાવવા અને પરણાવવા ના પાડી, અને બીજો જમાઇ જોવા લાગ્યો.

"મેં લોકોથી એવું સાંભળ્યું કે કાસીમઅલી પોતાની છોકરી ફાતીમાની શાદી નઝીરૂદીન નામના કોઇ જુતા ફરોશ સાથે કરવા તઇયાર થયો હતો. નઝીરૂદીન પાસે થોડા વીઘાં જમીન અને બે ચાર ગાય બળદ હતા અને એક નહાની દુકાન હતી જેમાં તે જુતા વેચતો હતો બાકી બીજી કંઇ અઓકાત હતી નહીં. કાસીમઅલીએ નઝીરૂદીનનેજ બેટી આપવાનો ઇરાદો નકકી કીધો જે જાણીને મ્હને

ઘણો ગુસ્સો આવ્યો. મ્હારી પોતાની બદચાલની તો મેં મનમાં યાદબી નહીં લીધી પણ કાસીમઅલીનીજ કુસુર મને જણાવા લાગી. મેં મ્હારા દારૂડીયા મીત્રોની સલાહ લીધી તો એક દોસ્તે કહયું 'અજી એ કાસીમઅલીની શું મજાલ? બે ચાર સોટા મારી આવશું તો સીધો ઉતરશે." મેંબી વીચાર કીધો કે સોટાની ધમકી આપું જેથી મારી તરફથી મેં એક દડેબાઝને ધમકી આપવા મોકલ્યો. તેણે ધમકીના જવાબમાં ઉલટું એવું કહેડાવ્યું કે 'એવા લુચ્ચા બદમાશોને છોકરી આપવા કરતાં તો છોકરીને ઝહેર પાઇ મારી નાખવી ઘણુંજ બહેતર છે' તે સાંભળીને હું તો વધારે ગુસ્સે થયો અને મેં મારા દોસ્તોની ફરીથી સલાહ લીધી, કોઇએ કહ્યું કે 'કાસીમઅલીના ઘરને આગ લગાડી તેનું ઘર બાળી નાખવું.' કોઇએ કહયું કે 'તેના ઘરમાં ચોરીનો માલ છુપી રીતે મુકી આવીને તેને પુલીસમાં આપવો જોઇએ' તો વળી ત્રીજાએ સુચવ્યું કે 'નહી; બસ રાતના એના ઘરપર જઇને એ સુતેલો હોય ત્યારે એને દંડાથી નરમ બનાવી નાંખવો જોઇએ.'

તેટલાંમાં થયું એમ કે મ્હારો મોટો ભાઇ રજા લઇને ઘર આવી લાગ્યો. તેના આવવાથી મ્હારા જીવને કાંઇક સધ્યારો મલ્યો. ખાનદાનની ઇઝઝતને માટે મોટા ભાઇને મોટી મગરૂરી હતી. જ્યારે તેણે સાંભલ્યું કે મ્હારી સાથે અદરાવવા પરણાવાને બદલે નઝીરૂદીન સાથે ફાતીમાને પરણાવવા કાસમ અલી દરેક ગોઠવણ કરીબી ચુકયો હતો, ત્યારે ભાઇ બોલ્યો 'હેં! શું એનું ખાનદાન મ્હારા ખાનદાનની બરાબરી કરી શકશે? કદી નહીં, કદી નહીં! એતો એનાં ખુશનસીબની

વાત હતી કે મરહુમ પીતાજીએ એની છોકરી લેવા કહી. હવે જ્યારે એ છોકરી આપતો નથી ત્યારે હું એને સીધો બનાવી દઇશ.' લેકીન મ્હારા ભાઇ તેને સીધો બનાવી દે તે અગાઉ તો ફાતીમાની શાદી નઝીરૂદીન સાથે કરી દેવામાં આવી અને મ્હારો ભાઈ ગજ ગજ ઉછલવા લાગ્યો.

"ભાઇને મ્હારા પેલાજ દારૂડીયા દોસ્તો પોતાની એવીજ સલાહ આપવા આવ્યા, મગર આગ લગાડવાની અને ચોરીનો માલ મુકી આવવાની સલાહને મારા ભાઇએ ઘેલી દીવાની વાત કહી. મ્હારા ભાઇએ તેઓને કહ્યું કે 'તેમની સલાહથી ચાલવા જતા તો આપણે પોતે ફસી જઇએ! તેના કરતા તો મ્હારૂ માનો તો એક કામ કરીએ જેથી એક તીરમા બે શીકાર થઇ જાય?'

"અમે બધા ઘણા ખુશ થઇ ગયા અને પુછવા લાગ્યા 'તે તીર શું છે!'

"મ્હારા ભાઈએ બીછાનાપર હાથ મારીને કહયું 'શું મેં આટલો આટલો વખત વકીલની નોકરી કીધી તે અમથીજ કે? કોરટ દરબારમાં નવા નવા કેટલા વકીલો તો મારી સલાહ પુછે છે! હું જે સલાહ આપશ તે રામબાણ નીવડશે. મહારૂ કહેવાનુ એ છે કે કાસીમઅલીપર આપણે મુકદમો ચલાવશું!

"મ્હારા દોસ્તો અને હું મુકદમાની બાબતમાં તો કાંઇબી સહમજતા હતા નહીં, પણ હું તે દીવસે એટલું જાણવા શીખ્યો કે જેને અમો અજ્ઞાનો મારફાડ લુચાઇ દોંગાઈ સમજતા હતા તેને શીખેલાઓ મુકદમાના નામથી પીછાનતા હતા! કાંઇ થાય તો અમે

દડો સોટો મારવા તઇયાર થતા, અને કોરટને પીછાણનારા કોરટમા ધસડવા તઇયાર થતા! નાહક! જુઓની, મહારો ભાઇ નાહકજ કાસીમઅલી ઉપર મુકદમો માંડવા તઇયાર થયો! મહારા ભાઇએ મહને એવું જુઠું શીખવયું કે મ્હારે એવી અરઝી કરવી કે 'મ્હારી મોહરદાર ફાતીમાને તેનો બાપ કાસમઅલી કોઈ નઝીરૂદીનની મદદથી ઝબરદસ્તી છીનવી લઇ ગયો છે!'

"મહારા ભાઇની વાત સાભળીને હુંતો અજાયબીથી ફાટીજ ગયો! મેં મ્હારા ભાઇને કહયું 'એમ કેમ બને કે હું ફાતીમાને મહારી મોહરદાર કહી શકું? હું તો પરણ્યો નથી બલકે અદરાયોબી નથી!'—મ્હારા ભાઇએ હસીને કહયું 'હા, અરઝીમાં ફાતિમાંને તમહારી શાદીની મોહરદારજ લખવાની, અને ફાતીમા તમહારી સાથે ખરેખર પરણીજ હતી એવી જુઠી શાક્ષીઓ હું એકઠી કરીને કોરટમાં તે જુઠી શાક્ષીઓથી મુકદમો જીતીશ.'

"બીજેજ દીવસે અમો કચહેરીમાં મુકદમો લઇ ગયા. મેં જુઠી ફરીયાદ નોંધાવી કે 'ફાતીમા મહારી મોહરદાર હતી. તેને તેનો બાપ અને એક નઝીરૂદીન નામનો બદમાશ નહસાડી લઇ ગયા છે. કાસીમઅલીનો એવો ઇરાદો છે કે મહારા લગનનો ઇનકાર કરીને નઝીરૂદીન સાથે ફાતીમાના લગન કરે.'—કાસીમઅલી અને નઝીરૂદીન પર સમનસ આપવામાં આવ્યા, અને ફાતીમાનેબી કોરટમાં હાઝર થવાનો હુકમ થયો! મુકદમો નીકલવાને દીવસે મેં કસમપર કહયું કે ફાતીમા મહારી મોહરદાર હતી અને તેને કાસમઅલી અને નઝીરૂદીન ન્હસાડી ગયા છે. ફાતીમા તે વાત સાંભલતી અદાલતના એક ખુણામાં બુરકો નાખીને બેઠેલી ઘુંઘટ સ્હેજ હટાવી હટાવીને મહને જોતી હતી.

"મ્હારા ભાઇએ મ્હારી તરફથી એક એવો પ્રપંચી વકીલ ઉભો કીધેલો હતો કે જે ગમે તેમ જુઠું બોલીને લોકોને હેરાન કરવામાં બાહદુર (!) હતો !-તે વકીલ જો કોઈ ફરીયાદી તરફથી ઉભો થાય તો ફરીયાદીનો મુકદમો ખોલતી વખતેજ એટલું જુઠું બોલે અને તેના કુલના જુઠા સ્હમજાવવાથી ગોઠવી ગોઠવીને એટલું લબાડ બોલીને ઉભો રહે કે સામેવાળાને બીચારાને નાહક લોકોમાં ખરાબ લાગી જાય! પોતાના કુલના પગ તળે આગ લાગી હોય છતાં તે હોલવવા જાય તેવો વકીલ હતો, મગર અમારી સામેવાલી સાચી લેકીન નાહક હયરાન થતા પક્ષનો વકીલબી કાંઇ કમતી નહીં હતો. તે એક ખરો ગ્રહસ્થ માણુસ હતો, સાચું બોલનારો હતો, અને સચાઇથી સીધો લડીને પુરો પડે તેવો હતો.

"મ્હારો ભાઈ કોરટ દરબારના કામથી પુરો માહીતગાર હતો એટલે કેવા કેવા સવાલો પુછવામાં આવશે તેની તેને ખબર હોવાથી તેણે મ્હને શીખવી રાખ્યો હતો અને તેના શીખવવા મુજબનાજ લગભગ સઘળા જવાબો મ્હને આપવા પડયા! થોડાક કાંઈ જુદા સવાલો પુછાયા. મગર મેં તેના પાટયા પોતે ગોઠવી દીધાં.

"તે પછી ફાતીમાંનો ખુલાસો પુછવા માટે તેને ભર અદાલતમાં ઉભી કરવામાં આવી. તે ધ્રુજતી હતી, તેના બાપે અને તેના શઓહરે શરમથી ગરદન ઝુકાવી લીધી. ફાતીમાએ ધીમા આવાઝથી કહયું. 'નઝીરૂદીન મ્હારો ખાવીંદ છે, એની (મ્હારી) સાથે કદીબી

મ્હારા લગન થયાજ નથી.' અમારા વકીલે તે બીચારીને એટલા ખરાબ ખરાબ સવાલો પુછલાની બેશરમી કીધી કે ફાતીમા રડવા લાગી અને નઝીરૂદીન અને કાસમઅલી શરમમાં ડુબી જતા હતા. મેં મનમાં કહયું 'હવે બસ થઇ ગયું–મ્હારા વકીલે જે જુઠું જુઠું બોલીને તેમની આબરૂની ધુલધાણી કીધી છે તેજ સઝા બસ છે.' વળી હું મનમાં એબી બોલ્યો 'કોરટ દરબારનું કામ એટલું બધું બેહુદુ છે એમ મને આજ સુધી ખબર નહીં હતી કે એક બેકસુર આદમીને અદાલતમાં ધસડીને તેને બેઇઝત બનાવતાંબી લોકોને પાક ખુદાનો ખોફ નથી રહેતો! અને તૈવાઓના વકીલોને બેગુનાહ આદમીઓને માટે જુઠું બોલતાંબી શરમ નથી પયદા થતી!!'

"મગર, કોરટનો ચુકાદો જ્યારે સાંભલ્યો ત્યારે મેં ખરાનું ખરૂંજ થતું જોયું. માજીસ્રેટ સાહેબે હુકમ આપ્યો કે "ફાતીમા જ્યારે શાદીનોજ ઇનકાર કરે છે ત્યારે કાસમઅલી અને નઝીરૂદીન સામેનો મુકદમો ચલાવી શકાય તેમ નથી, અને તેઓને છોડી દેવામાં આવે છે!'

"કાસીમઅલી અને નઝીરૂદીન છુટીને ફાતીમાને લઇને કોરટ-માંથી ગયા ત્યારે અમારી તરફ જોઇને હસવા લાગ્યા. મ્હારીપર, મ્હારા ભાઇપર, અને અમારા બનાવતી સાક્ષીઓ જે આવ્યા હતા તેઓપર તો ગોયા વીજળી તુટી પડી!

(૩)

"સાચ્ચાનુ સાચ્ચું થવાથી અને અમારો ખોટો મુકદમો હારી જવાથી મેં ગભરાઇને મ્હારા ભાઇને પુછયું 'એ શું થયું?'

"મ્હારા ભાઇએ તો હસીને કહ્યું 'તેં શું મનમાં ધાર્યું હતું કે ફાતીમાને આજે અને આજેજ ઘરે લઇ જઇશું! અરે હમણા તો ફક્ત પાયોજ પુર્યો છે. અસલ ઇમારત તો હવે પછી ઉંચકશું.' ફઓજદારીથી કામ નહીં ચાલ્યું તો હવે દીવાનીમાં મામલો ચલાવશું. મ્હારા ભાઇની વાત સાંભળીને અમને બધાને ફરીથી હીમત આવી, અને તેના કહેવાથી એમ સહમજ્યા કે જીતની સીડીના પહેલા પગ-ઠયાપર અમે પગ મુકયો હતો!

"તે પછી અમે ફાતીમાની સાથે થયલાં મ્હારાં જુઠાં લગન અને ખોટા હકને ખરા તરીકે સાબીત કરવા મુનસીફ સાહેબની કચહેરીમાં જુઠી ફરીઆદ લઇ ગયા! અમારા પ્રપંચી વકીલે સાક્ષી-ઓને જુઠી જુઠી વાતો લખાવી અને તેઓને તેમ બોલવા માટે મોંઢે કરવા કહ્યું! મુકદમાની તારીખોપર તારીખો પડવા લાગી! એક મુકદમામાં એટલી બધી તારીખો પડે છે અને મુકદમાને લંબાવી શકાય છે તે વાતબી મેં ત્યારેજ જાણી, અને કોરટ દરબારનું આવું કામ જોઇને મેં દાંતમાં આંગલી કરડી લીધી! નાહકમાં બીચારા કાસમઅલી અને નઝીરૂદીનના રૂપીઆ પાણીની મીસાલે ઉડવા લાગ્યા!! લોક જે કહે છે કે 'કોરટમાં જીતેલો બી હારેલો કહેવાય. અને હારેલો મરેલો કહેવાય.' તે વાત તદનજ ખરી પડતી મેં જોઇ: અમારા રૂપીઆ અને સામા પક્ષના રૂપીઆના ઢગલા બરબાદ થઇ જવા લાગ્યા અને મુકદમો તો મુકદમાની જગ્યાપરજ હતો!! કોરટ દરબારમાં જવું અને જાનથી અરધાઅરધ બેજાન થઈ જવું એ બરાબર છે.

"એવી રીતે લગભગ સાત મહીના નીકલી ગયા ! અમને દીવસના નહીં ચયન કે રાતના નહીં ઉંઘ ! કાસીમઅલીબી દુકાનપર ધ્યાન આપી શકતો નહીં હોવાથી તેની દુકાન બી તેના વગર પડી ભાંગવા લાગી. વખતની બરબાદી, પઇસાની ધુલધાણી. અને ધંધા રોઝગાર અને જીંદગીની હાની જે લોકો ચાહતા હોય તે લોકેજ કોરટ દરબાર જવું જોઇએ !

"દીવાનીમાં મુકદમો ચાલુ થયો કે મ્હારા ભાઇજીને મેં બોલાવ્યા. ભાઇએ બીજા થોડાક નવા બનાવટી સાક્ષીઓ પઇસા આપીને ઉભા કીધા ! જુઠ્ઠો સાક્ષીઓ આપનાર બદમાશોને મ્હારા ભાઇ જેવો ઉસ્તાદ મલી જવાથી તેઓ નહીં હીલાવી શકાય તેવા સાક્ષીઓ બની ગયા !—મુકદમો ચાલ્યો ત્યારે મેં કસમપર જુઠું કહયું કે મઓલવી તઇયિબુદીન શાદીમાં મુલ્લા હતા અને ધ્યાઝુદીન વકીલ હતા અને લગનના ફલાણા ફલાણા સાક્ષીઓ હતા એમ લબાડ કહયું. બેશક, એમ હું બોલ્યો તેનું કારણ એ હતું કે લગનના કરનાર, લગનનો વકીલ, લગનના સાહેદ બધા અમોએ પહેલાનીજ મુઆફેક બનાવટી ઉભા કીધા હતા. તે જુઠ્ઠા સાક્ષીઓએ એવી તો સફાઇથી ઝબાની આપી કે હું પોતે બી એમજ સમજ્યો કે રખેને ખરેખરજ મ્હારી શાદી ફાતીમા સાથે થઇ હોય !!

"મુકદમાના બેઉ તરફના સાક્ષીઓની દીવસોના દીવસો સુધી ઝબાની લેવાયા પછી જજ સાહેબે કહયું કે 'દશમે દીવસે મુકદમાનો ચુકાદો આપવામાં આવશે'—અમારા વકીલે રૂપીઆથી ભરેલું ખીસું એક હાથે પકડીને અને બીજે હાથે મ્હારી પીઠ ઠોકીને મ્હને શાબાશી આપતા કહયું 'કાંઇ ધાસ્તી નથી!'—ચુકાદાને દીવસે અમારા

ગામના તમામ લોકોથી ગોયા કચહેરી ઉભાઈ ગઈ! ચુકાદો અમારી તરફમાં આવ્યો! અને આદમીઓ બાહર નીકળ્યા કે ગોયા ધુમાધુમ પડી રહી. કાસીમઅલી બેહોશ થઇ પડી ગયો હતો. અને નઝીરૂદીન તેના ચહેરાપર પાણી છાંટીને તેને હવા નાંખતો હતો. મ્હારા ભાઇએ મ્હારી આગળ આવીને કહયું 'જોઇ કોરટ દરબારની આએ રીત? ખરાનું ખોટું થાય અને ખોટાનું ખરૂં થાય તે એનું નામ! રૂપીઆ ખરચો અને જુઠા સાક્ષીઓ ઉભા કરો તો તમ્હે ચાહે તે કરી શકો! હવે હું ફાતીમાને પકડાવી મંગાઉ તો ખરો!'

"વાહરે કાનુન! વાહરે કેટલીક કોરટ! જુઠી શાદી—બનાવટી કાઝી—જુઠા વકીલ—જુઠી સાક્ષી—વાહરે વાહ! વાહરે વાહ! પઇસા આપીને જુઠા સાક્ષીબી ઉભા કરાય! અને તે સાક્ષી નહીં તુટે તો પછી નીરદોષ બીચારા ગુનહાગાર ઠરે!! અફ્સોસ! સદ હઝાર અફ્સોસ! દુનીયા પાપી નથી, મગર તેમાં વસનારા અમારા જેવા બદકાર બદમાશો પાપી હોય છે અને તેઓજ દુનીયાને દોઝખ બનાવે છે!

"મ્હારા દોસતો સાથે જ્યારે હું મ્હારા ઘર આગલ પાછો ફર્યો ત્યારે ગામમાંના ઘણા ખરા રહેનારાઓએ મ્હારી સાથે વાત કીધી નહીં, અને મોઢું ફેરવીને ઉભા રહી ગયા! મુકદમાના ફેસલાની ખબર ગામમાં જલદીથી પહોંચી ગઇ હતી.—બીજે દીવસે સહવારે મ્હને ખબર મલી કે કાસીમઅલી મરી ગયો! મ્હારો ઘણો વીચાર થયો કે તેના જનાઝા વખતે તેને પગે પડવા માટે તેના ઘર આગલ જાઉં, લેકીન શરમને લીધે જઇ શકયો નહીં. અફ્સોસ! તે બીચારો

મુકદમો હારી જવાથી સરદ દીલનો થઇને મરી ગયો હતો. અને તેનું દીલ શીકસતો કરવા માટે હું અને મારો ભાઇ પાક ખુદાને જવાબદાર હતા એમ મ્હને લાગતાજ હું કમકમ્યો.

"કાસીમઅલી મરી જવાથી થોડા દીવસ થોભી જવાનું અમોએ દુરસ્ત ધાર્યું અને તે થોડા દીવસના વીટવા પછી અમે ફાતીમાને લેવા સારૂ અદાલતનું હુકમનામું અને બજાવણી માટે કોરટના માણુસની મદદ લેવા ગયા તો અમારે માથે વીજલી ગોયા તુટી પડી! નઝરૂદીને અપીલ નોંધાવી હતી અને અપીલનો ફેસલો નહીં થાય ત્યાં સુધી ફાતીમાને અમો લઇ જઈ શકીએ નહીં તે માટેનો હુકમબી લીધો હતો! મ્હારો ભાઇ તો જલીને ખાક થઇ ગયો. તે ગુસ્સાથી બોલ્યો 'ઠીક છે, ચલાવવા દો મુકદમાને—જોઇએ, કોણ હારે છે અને કોણ જીતે છે?"

"અપીલમાં પાછો મુકદમો શુરૂ થયો! કાસીમઅલી અને નઝીરૂદીનની જમા પુંજી અને ફાતીમાના દાગીના વગયરા પહેલેથીજ કોરટ દરબાર લડવામાં ઉડી ગયા હતા! હવે નઝીરૂદીન કાસીમઅલીનું ઘરબાર અને જમીન જગા વેચીને મુકદમો લડવા લાગ્યો!—અમે જ્યાં સુધી બન્યું ત્યાં સુધી મુદત માંગતા ગયા, અને ત્રણ ત્રણ મહીનાની તારીખો પડવાથી નઝીરૂદીન હયરાનો પરીશાન થઇ જવા લાગ્યો! તેની દેહ તુટી ગઇ, તેની આંખો ગોખલામાં ગલી ગઇ. લોક કહેતા હતા કે તે અને તેની મોહરદાર ફાતીમા એકજ વખત ખાઇને બીજી વખતના પેસા બચાવી કોરટ લડવા માટે પૈસાને જેમ તેમ મુકમરો વેઠીનેબી સાચવતા! પેટે પાટા બાંધીને કોરટ દરબાર લડતા

અફસોસ! અમારી બેઉ પક્ષની મુઆફિક કેટલા એવા લોકો હતા જેઓ બીચારા કોરટ દરબાર લડી લડીને બરબાદ થઇ ગયા હતાં!! કોર્ટ દરબારનું જ્યાં નામ પડયું, ત્યાં પછી સસતો છુટકારોજ કયાંથી થાય?

(૪)

"ફરીથી મુકદમો ચાલ્યો! વકીલની ફી–વકીલના માણુસને ગાડીભાડું અને ઇનામ–કોરટના નોકરોને મસકો–કોરટના સીપાઇઓને ઇનામ અકરામ આપતાં આપતાં નાંકમાં દમ આવ્યો!! મુદત વીટી જવા પછીથી ચુકાદાની પણુ તારીખ પડી! પંદર દીવસે ચુકાદો આપવામાં આવ્યો તો અમે હારી ગયા, મુકદમાનો તમામ ખરચ અમારે માથે પડયો. તે દીવસે મ્હારા ભાઇએ જજને એટલી તો ગાલગલોજ આપી કે જો કોઇ સાંભલતે તો વગર ભાડાના ઘરમાં જતે! અમો ગામમાં ગયા તો ઘણુા ખરા બધા લોકો ખુશી થયલા દેખાયા અને કેટલાકો તો કહેવા લાગ્યા કે બુરા કામનો નતીજો હમેશા બુરોજ મલે છે." વલી, એક આદમીએ તો અમારી આગલ આવીને કહયું 'મીયાં કાંઇ ખબરબી છે? ફાતીમાને એક છોકરો પયદા થયો છે, જેનું નામ ફતેહમુહમમદ રાખવામાં આવ્યું છે.'

"હું ચોંકયો! ફાતીમાને બચ્ચુંબી થયું? મેં વીચાર કીધો, ખચીત મહને ચોંકવું નહીં જોઇએ. બેશક, બહુ લાંબો વખત નીકલી ગયો હતો. મુકદમા ફરી અને ફરીથી લડતાં લડતાં અઢી વરસનો લાંબો અરસો નીકલી ગયો હતો!–મ્હારા ભાઇએ ચીરડાઇને પેલા

શખ્સને કહ્યું 'ઠીક છે–ઠીક છે, છોકરો થયો તો શું થયું? અમે તો લડશું. હવે વડી અદાલતમાં લડશું.'

"અને ખરેખર, મ્હારા ભાઇએ સઉથી મોટી અદાલતમાં અપીલ નોંધાવી! અમોનેબી જમીન ગીરવી મુકીને લડવું પડયું. મોટી અદાલતમાં મામલો ગયાનેબી એક વરસ નીકલી ગયું! હું ફાતીમાને ગોદમાં પોતાનું બચ્ચું લઇને મહેનત મઝદુરી કરવા માટે જતી જોતો હતો. એ લોક એટલા લાચાર થઇ ગયા હતા કે બેરીસ્ટર રોકી શકયા હતા નહીં.

"એક દીવસે અમને તાર મલ્યો કે અમારી જીત થઈ હતી! મ્હારો ભાઇ તે તાર વાંચીને ઉછલી પડીને બોલ્યો 'હવે જીત કોણુની થઇ? હવે મોટી અદાલતથી ઉપર અપીલ કયાં કરી શકાશે?'

"અમને ફાતીમાને લેવા જવા સારૂં હુકમ નામું મલ્યું અને અદાલતના આદમીની સાથે અમે નઝીરૂદીનના દરવાઝાપર ગયાં. આખા ગામના લોકો ત્યાં ગોયા તુટી પડયા! ઓરતોબી બુરકા નાંખીને ગોયા તમાશો જોવા અવી હતી! ન્હાના ન્હાના છોકરાબી આવ્યા હતા! ગામના લોકો કેટલાક ગુસ્સામાં અને કેટલાક ઉદાસ હતા! મ્હારા ભાઇએ આવાઝ કીધો 'અરે નઝરૂદીન મીયાંના ઘરમાં કોઇ છે કે નહીં?'

"તે સાંભલીને નઝીરૂદીન બહાર આવ્યો તે બીચારો કમરમાંથી વાંકો વલી ગયો હતો, તેના શરીરપર બીલકુલ હાડકા નઝર આવતાં હતાં, એક હાડપીંજર જેવો તે થઇ ગયો હતો, આંખો ગોખલામાં

દુબી ગઈ હતી અને તેની આસપાસમાં કાલી લીટીઓ પડી હતી. માથાના બાલ સુફેદ થઇ ગયા હતા. તેના દીલમાં ફાટા તુટાં કપડાં હતાં.—મ્હારા ભાઇએ તેને જોઇને કહયું "જુઓ, આ અદાલતનો આદમી છે. ફાતીમા બીબીને તેના શઓહરના હાથમાં આપો છો કે નહીં, બોલો?' મ્હારા ભાઇ તરફથી 'તેનો શઓહર' એવા શબ્દો સાંભલીને ગામનાં કેટલા લોકો 'છીઃછી' કરવા લાગ્યા! કેટલાકોએ વલી અમને મારવા માટે લાકડીઓ ઉગામી, પણ નઝીરૂદીને તેમને અટકાવ્યા!

"નઝીરૂદીને પોતાના ઘરમાં જોઇને ગલગલા સાદે પુકાર્યું 'ફાતીમા.'

"ગોદમાં બચ્ચું લઇને ફાતીમા બાહર નીકલી. તેની સાડી મેલી હતી અને બે ત્રણ જગાપર ફાટેલી હતી. સાડીના છેદ છેદામાંથીબી તેવી ખુબસુરતી ચમકી રહી હતી. મેં તેને ઘણા દીવસોથી જોઇ નહીં હતી, લેકીન આજે નઝદીકથી હું તેને જોવા લાગ્યો. તે ખુબસુરતીના પુતલામાં ગુનાહનો એકબી ડાઘ પડેલો દીસતો નહીં.

" નઝીરૂદીને મ્હારી તરફ જોઇને કહયું 'મીહરૂદીન મીયાં મ્હને પુરેપુરૂ યકીન હતું કે અદાલતથી રાસ્ત ઇનસાફ મલશે! મગર એમ મેં મ્હારે સ્વપનેબી માન્યું નહીં હતું. ખયર, જેબી હોય! હું એક વાત કહેવા માગું છું: અદાલતનો ફડચો જે હોય તે, લેકીન પાક પરવરદીગાર જાણે છે કે આએ મ્હારી મોહરદાર છે અને આએ મહારૂ બચ્ચું છે. આપ એ કામ સારૂ કરી રહયા છો કે બુરૂ?'

"મેં તે સાંભળીને પાક પરવરદીગારનો ખઓફ કીધો. અને ભાઇ તરફ જોઇને તેને હલવેથી કહયું 'એ લોકને પુરતી સઝા મળેલી છે માટે ચાલો આપણે પાછા ફરીએ.'

"મ્હારા ધાટકીભાઇએ કહયું 'શા માટે જઇએ? એટલો બધો વખત ગયો ને બધું ગીરવી મુકયું તો તમ્હે આટલા ઝરા જેટલા રડવાથી પીગલી ગયા! હું તો નથી માનવાનો! અને તમ્હે જો ફાતીમાને જતી મુકશો તોબી શું થયું? અદલતમાં તો સાબેત થઈ ચુકુ છે કે ફાતીમાં તમ્હારી મોહરદાર છે.'!

તે સાંભળીને નઝીરૂદીન અને ફાતીમાં બેઉ રડવા લાગ્યા અને તેમનો છોકરોબી જાણે અમારી વાત તેણે સાંભળી અને સ્હમજી હોય તેમ રડવા લાગ્યો! મ્હારેથી હવે તે જોવાઇ શકાયું નહીં, જેથી મેં કહયું 'અદાલતમાં સાબેત થયું છે કે ફાતીમાં મ્હારી મોહરદાર છે તો હું તલાક આપુ છું, તલાક આપું છું, આપું છું. આજેજ તલાકનામુ લખીને રજીસ્ટરીમાં મોકલું છું.'

"મ્હારો ભાઇ તે સાંભળીને નારાઝ થઇ ગયો, મ્હારા જુદા દોસ્તો દીલગીર થયા, પણ મેં મ્હારા દીલમાં સંચારો લીધો કે મેં પાકપરવરદીગારને રસ્તે ચાલીને નેક કામ કીધું હતુ—હું બીજેજ દીને રેજીસ્ટર્ડ કીધેલું તે તલાકનામુ લઇને નઝીરૂદીનને ઘરે ગયો. જોયું તો ઘરમાં કોઇજ નહી હતું! રાતનાજ નઝીરૂદીન પોતાની મોહરદાર અને છોકરાને લઇને ગામ છોડીને કેઠે ચાલી ગયો હતો!

"મ્હારા ભાઈ સાથે મ્હને મોટી પંચાતી થઈ, અને તેથી હું ઘરબાર છોડીને ચાલી ગયો. તે પછી મ્હને મ્હારી રખડપટીમાં એક

ઉસ્તાદ મલ્યો જેણે બકરા અને વાંદરાનો તમાશો મ્હને શીખવ્યો જેથી હું હમેશા મ્હારા ખીસામાં પેલું રજીસ્ટર્ડ થયલુ તલાકનામું લઇનેજ ફરૂં છું, અને વરસો થયાં હું નઝીરૂદીનને શોધું છું. નઝીરૂદીન નહીં મલે તો તેના અને ફાતીમાનો છોકરા ફતેહમુહમદને જોઉં છું. કોઇ દીવસ મલી જાય તો ઘર શોધીને નઝીરૂદીનને હવાલે તલાકનામુ કરી દેવાની ઇચ્છા રાખું છું. હવે હુઝુર રઝા લઉં છું."

મેં તે મદારીની કહાણી સાંભળીને પુછયું "વારૂ, તમારાં ભાઇનું શું થયુ ?"

"જે જેવું કરે તેવુંજ તે ભરે." તે મદારી બોલ્યો, "જુઠો મુકદમો ઉભો કરીને કોઇને નાહક સતાવીને બરબાદ કરવાથી શું કદીબી કોઇ સુખી થાય છે ? હું તો મારી છેલ્લી ભલાઇથી મદારીનો ધંધો કરીનેબી ખાઉંછું પણ તેતો કુદરતના પવીત્ર હાથથી એવી સઝા પામ્યો છે—ગરીબી અને દુખમાં એવો તંગ થઇ ગયો છે—કે ગરીબીથી પુરેપુરૂં ખાવાનું નથી મલતું અને ખાવાનું મળે છે છતાં દુખથી હયરાન બનીને તે ખાઇ અને જેરવી શકતો નથી. ખરૂંજ છે કે "જેવું જે કરે તેવુજ તે પામે." હવે હુઝુર હું જાઉંછું. મુઆફ કરશો જો મેં કોરટ અને દરબાર માટે કાંઇ અપમાન ભરેલા શબ્દો વાપર્યાં હોય તો ! આ દુનીયાની કોરટ અને દરબાર જો એક બારગી જુઠા સાક્ષીઓથી ખોટે રસ્તે દોરવાઇબી જાય તોબી પાક ખુદાની કોરટ દરબારથી તો પાપી કદીબી બચી શકતા નથી."

એટલું બોલી તે મદારી ગયો.

---

# માંખમારૂ ડાકટર!

(૧)

એલ. એમ. એસ. ની પરીક્ષા પસાર કરી ને જ્યારે હું મ્હારા પોતાના ગામમાં ગયો ત્યારે ત્યાં ગોયા એક હલ્લો મચી રહયો! ગામમાં મ્હારા એટલાં બધા હીતઇછી હતા તેની તો મ્હને પોતાનેબી ખબર નહીં હતી! મુબારકબાદીઓનો વરસાદ જ્યારે મ્હારીપર વરસવા લાગ્યો ત્યારે હું સમજ્યો કે મેં ડાકટર બનવાથી ખરેખરજ મોટો વાઘ માર્યો હતો!

અમારા ગામમા બીજો એકબી પાસ થયલો ડાકટર હતો નહીં. લોકો બધાં વૈદરાજ પાંડેજીની ગોલીઓ અને ભુકી ખાઈ ખાઇને મરતાં હતાં યા મરતા મરતા જીવતાં હતાં! પાંડેજીએ પોતાના આગલા જનમમાં વૈદક હુનર શીખ્યો હોય તો પવીત્ર ઇશ્વર જાણે, પણ આ જનમમા તો તેવણ વૈદક પોથીઓનું મોઢુંબી જોયા બગરેજ વૈદ બની ગયા હતા! લેકીન, પાંડેજીના હાથને જશ હતો! તે ગમે તે અગરમ બગરમ આપે તોબી લોકો ખુશીથી ખાતા, સારા થતા તો પાંડેજીની વખાણ કરતા અને મરી જતા તો તે લોકોનાં સગાં મુએલાંના નસીબને રડતાં!

મેં મારા રહેવાના ઘરની સામેનાજ એક મકાનમાં દવાખાનું ખોલ્યું, ઘણો ખરચ કરીને બધી જાત જાતની મોંઘી દવાઓ મુકી, કુરસી મેજ અને કમપાઉંડરને માટે અલાહેદી જગ્યાનોબી બંદોબસ્ત

થઇ ગયો. મ્હારા સગાવહાલાં અને દોસ્ત આશનાઓ ઘણા મોટા પ્રમાણમાં હતા અને તેઓએ મ્હને જ્યારે ડાકટર થયલો જોયો ત્યારે પાંડેજીનો હાથ મુકી દેવાનો ઇરાદો કીધો! મેં જોયું કે હા, હવે આપણો રોઓ દાબ વધી ગયો! હવે તો પાંચે આંગલાં ઘીમાં હતાં!

ત્રીજે દીવસે સ્હવારે દવાખાનામાં જઇને જોઉં છું તો લોક જમા થયલું. દવાખાનામાં દાખલ થાઉં છું તેટલાજ ફુઆજી આવીને ઉભા "અરે ભાઇ, જરા ઘર ચાલ, ત્હારી ફુઇનો છોકરો ઘણોજ બીમાર છે. પાંડેજીની દવા તો હવે કરવા ગમતી નથી, કેમજે ઘરના છોકરોને મુકીને પાંડેજીને કોણ સેકો તાણવા જાય? ચાલ તો ભાઇ, જરા જલદીજ ચાલ, પાંડેજી તો તદન અનાડી મુએલો છે તું તો શીખેલો ભણેલો ડાકટર છે."

એક બુઢો જે દવાખાનામાં બેઠેલો હતો તે મ્હારા ફુઆની વાત સાંભલીને તેને ટેકો આપતા બોલી ઉઠયો "બીલકુલ અનાડી! પહેલા નંબરનો અનાડી! મ્હારી દશ વરસથી ખાંસી છે તો પાંડાં અનાડીએ સારીજ નહી કીધી! ફકટ કાલેજ ડાકટર સાહેબની દવા કીધી તો આરામ થયલો લાગ્યો!" અને તેમ બોલીને તેણે મ્હારી વખાણ કીધી.

ફુઆજીએ તુરતજ મ્હારો હાથ પકડી મ્હને ખેંચ્યો "ચાલ, જરા જલદીથી ચાલ ભાઇ.

હું બીજાઓને બેઠેલા છોડીને ફુઆ સાથે પહેલા રવાના થયો, રસ્તામાં મેં ઉકમાઇ લઇને ફુઆને કહ્યું "કેમ, ત્હમે તે બુઢાની વાત સાંભલીની? દસ વરસ સુધી પાંડેજીની દવા ખાઇ ખાઇને હયરાન

પરીશાન થયો અને મ્હારી એકજ દીવસની દવાથી તેને ઝબરદસ્ત મોટો ફાયદો થઇ ગયો! કેમ મ્હારી દવા કેવી!"

"ઘણીજ સારી" ફુઆએ ટેકો આપી દીધો.

ફુઆનો છોકરો તો હતો બાવીસ વરસનો, પણ હજી બધાં તેને "બચ્ચા"ના નામથી લાડે લાડે બોલાવતા હતા! બચ્ચાજી તો ફાંસતા ખાંસતા બીછાનાપર પડેલા હતા.

મેં તેને તપાસી જોયો તો ફક્ટ માથામાંજ દરદ હતું એમ મ્હને માલુમ પડયું, બાકી બધી રીતે અતતો કતતો તે હતો. મેં ભરમ ખોલ્યો નહીં અને દમામથી કહયું "હમણાજ મ્હારી દવાઇથી સારો થઇ જશે. હું હમણાજ જઇને દવા મોકલાઉં છું."

ફુઆજીએ તે સાંભલીને કહયું "ભાઇ, એટલી બધી ઉતાવલ શાની છે? કયાં જાઓ છો? હમણા તો હું નહીં જવા દઉં જરા ફુઆને ત્યાંની હવા તો બે કલાક ખાઓ. બેસો."

લો! બે કલાક હવા ખાવા બેસું? દવાખાનામાં જાઉં તે બે કલાકમાં કાંઇ ખુરદો પાણી મલે તો કાંઇ કામ થાય તેમ હતું, અને ફુઆ તો બે કલાક હવા ખવાડતા હતા! અને ખરેખરજ, ફુઆને ત્યાં હવા સીવા બીજું શું હોય? ફેરા આંટીની ફીબી નહીં મલે, અને દવાના ફુટીયાબી નદારદ!

ફુઆએ વધાર્યું "ભાઇ, ચીઠ્ઠી લખી આપો તો માણસ પાસે દવા મંગાવી લઉં. તમ્હે દગલો ઉતારીને જરા બેસો. બચ્ચાંની પાસેજ બેસોની કે એના દુશ્મનને કાંઇ થાય તો તમ્હે પાસેના પાસેજ હોવ તો દવા કરી દો."

ફુઆને અને ફુઆના છોકરાને માટે મનમાં ખુબ બડબડ કરીને હું તે "બચ્ચા"ની પાસે બેઠો. તે બચ્ચું જરા "આહ ઉહ" કરે તો ફુઇ ગભરાઇ અકળાઇને બોલે "બેટા, જરા એનું માથું તો દાબ."—લાચાર! સગાઇની શરમ આગલ લાચાર! એક હાથે તેને પંખો નાખતો અને બીજે હાથે તેનું માથું દાબતો તે હું બચ્ચાની માવજતમાં બેઠો!

હવા ખાતો તો હું અરવાયો! હવા ખવાડવાને બદલે ફુઇને ત્યાંના સતર પંદર મ્હારી આજુબાજુ એકઠાં થઇને હવા ઉલટી બંધ કરવા લાગ્યા! એક પુછવા લાગી "ભાઇ માથામાં બાલ થોડા હોય તો કેઇ દવા લગાડવી?" બીજી પુછવા લાગી "ભાઇ મ્હારા પેટમાં થોડે થોડે વખતે દુખારો થાય છે તે શું ખાવાથી મટી જશે?" ત્રીજી સગી કહેવા લાગી "મ્હારી ફુઅણુસાસુના છોકરાને થોડે થોડે વખ્તે સરકમ થયા કરે છે તો તેનું કેમ કરવું?"

મેં કહયું "મહારી પાસે તેની દવા ઘણી અકસીર છે."

મેં એમ કહયું કે તુરતજ ફુઆ ગલે પડયા! "જા તો બેટા દવાખાનામાં દોડી જઇને એ બીચારા દુખીઆને વાસ્તે માથાના બાલની, પેટની, અને સરકમની દવા તો મોકલી આપ, જાતો બેટા."

મેં કહયું "ફુઆ, હું દરદીઓને જોયા વગર કેમ દવા મોકલું?"

"અરે તું પાણીબી મોકલશે તો ત્હારા મોકલેલા તે પાણીથી તે લોક સારા થઇ જશે" ફુઆએ મહને છાપડે ચઢાવ્યો! "જા, બેટા જઇને જલદીથી તે લોકને વાસ્તેબી દવા મોકલ."

આવ બલા, પકડ ગલા, ઘસ બલાસે ભાગના ભલા! ફુઆના દીકરાની દવા તો મુફ્ત તો મુફ્ત, પણ ફુઆને ત્યાંના બધા જમેલા સમેલાની અને તેમના સગાંઓની દવાબી મુફ્ત!!

માથું કુટીને દવાખાનામાં ગયો, જઇને જોઉ છું તો પોણા ઉપર દરદીઓ કંટલાઇને ચાલી ગયલાં, અને જે રહેલાં તેમાંના ઘણાંખરાં મ્હરાં સગાં!! ઓ ત્હારો દાદો મરે, બધાં મુફ્ત દવા લેનારાં સગાંઓનાં વહાણ કયાંથી ફાટયાં? શરમને મારે આપવી પડી, બધા સગાં વહાલાઓને મુફ્ત દવા આપવી પડી!

કેટલાક સગા તો વળી એવા ચોખે ચોખાં માથે પડયા કે દવા તો મુફ્ત મંગાવે તો મંગાવે પણ તે લઇ જનાર માણસબી મ્હનેજ હેલ મજુરી ખરચીને રોકવો પડે! ફુઆ, કાકા, મામા, માસા, સાલા સસરા, અમકા ધમકા બધાજ ગલે પડવા લગ્યાં, અને નખખોદ ગયાઓને મુફ્ત દવા મલવા લાગી તે અમથા અમથાબી સીક પડી જવા લાગ્યાં! કોઇના પેટમાં જરા પવન દોડગો તો મ્હને બોલાવે, કોઇને ખાટો ઓડકાર આવે તે મ્હને બોલાવે, કોઇનું પોરીયું જરા વધારે રડે તો તેબી મ્હનેજ બોલાવે. અને એ બધા એમ બોલાવી બોલાવીને મ્હને મુફ્તજ બોલાવે!

એથી હું બહુજ બેઝાર થઇ ગયો, મેં ગભરાઈ ઘેરાઇ ચીરડાઈ જઇને એવો વીચાર કીધો કે એ નખોદ ગયા બધા સગાંઓને એક દહાડે દવાને બદલે સ્ટરીકનીન મોકલી આપું કે દરદ અને દરદી બેઉનો આંકો નીવેડોજ આવી જાય! કોઇની પાસે ફી કે દવાના પૈસા માંગુ તેરો હું નહીં હતો, અને શરમમાં અને શરમમાં મોંઘી કીમતે

વેચાતી લીધેલી દવાણી મુફતમાં બધી ખપાવતો જતો હતો!–હું મુફતનો ડાકટર હતો એટલે પાંડેજીને વાંધો નહીં હતો! તે ચુંચી આંખે મામલો જોઇને મ્હારી સામે નઝર પડતાંજ હસી પડતો!

મ્હારો ભાઇ મ્હારીપર કોઇ વખતે છેડાઇ પડતા "રહેવા દો! તમ્હારા દરદી તમ્હનેજ મુબારક! નમ્હને આપણા એ બધાં સગાઓ એ ઉલ્લુ જોઇ લીધા છે, સમજ્યા! એવી રીતે ધંધામાં શરમ રાખશો તો કેમ ચાલશે? એવી શરમ કરવાથીજ ત્હમે ડુબો છો, પહેલાં થોડા દીવસ કેવું ઠીક ચાલ્યું? અને હવે તો શરમ અને મુરવવતને લીધે તમ્હે માંખમારૂ ડાકટર બની ગયા છો! ફોકટીયા ઘરાકોથીજ તમ્હને ફુરસત નથી મલતી તો પછી જેઓ પૈસા આપે તે લોકને ત્યાં ત્હમે જઇબી કેમ શકો?"

ભાઇનું બોલવું તો ખમી લીધું. પણ બૈરીએ જે વાત સંભલાવી કે તેને ખુબ માર માર્યો. બૈરીના રડવાથી આખો તકીયો ભીંજાઇ ગયો. મેં જોયું કે તે તકીયાપર સુવશ તો સરદી થશે! આખીર બીજે દીવસે બૈરી પોતાને મહીરે ગઈ, અને મેં રાહતનો દમ ખેંચ્યો!

(૨.)

મેં જ્યારે જોયું કે શરમમાં અને શરમમાં હું ડુબી જતો ત્યારે મેં વિચાર કર્યો કે હવે શરમને છોડી દેવી!

શરમ છોડવાના ઇરાદાને મનમાં મઝબુત કીધો કે કાકીના જમાઇએ જે માણુસ મોકલેલો તે આવીને કહેવા લાગ્યો "ડાકટર સાહેબ, તમ્હારી કાકીના જમાઇએ પેપરમીંટનો અરક માગેલો છે."

તેજ વખતે વળી પુઆની તરફથી એક સગાએ આવીને કહયું "ડાકટર સાહેબ, તમહારા પુઆએ જરા પલાસતર ઓવ પારીસ માગ્યું છે."

મહારેથી હવે ખમાયું નહીં, દવાખાનામાં થોડાક ઘરાક બેઠેલા હતા તેઓની સામેજ મેં કુરસીમાંથી ઉઠીને તે કુરસીને હાથમાં ઉઠાવીને કહયું "ને પુઆએ આએ કુરસી નથી મંગાવી કે? એ ગાદીવાલી છે એટલે પુઆના ઘરમાં શોભશે ઘણી. ને આએ બધી અભરાઇઓબી કાંય નહીં પુઆ મંગાવતા? પોરીયા બચ્ચાંના ઠીગલા પુતળાં ને રમકડાં મુકવા તો કામ લાગશે." બેઠેલા ઘરાકો તે સાંભળીને ઝોરથી હસી પડયાં! બેઉ પયગામચીઓ તે દીવસે ખાલી હાથે પાછા ફર્યા!

થોડા વખત પછી મ્હારા માસા આવી લાગ્યા અને તેવણુ મ્હને કહેવા લાગ્યા "બેટા, સાબુદાના તો આપણા ઘરમાં કોઇ બનાવી જાણતું નથી—જરા તહમેજ આવીને પકાવી જાઓ તો કેવું સારૂં?"

મેં માસા તરફ ડોળા ગુરકીને કહ્યું "ઠીક વાત કીધી. દરદીનું બીછાનું ખરાબ થયલું હોયતો તેબી ધોવા સારૂ ગમે તો હુંજ આઉં. તમ્હારા લોકને વાસ્તે તો હવે મેં મ્હારા દવાખાનામા એક મોટી ઝાડુ મુકેલી છે કે આવીને તમહારે ઘરના બધા રોગીઓને તે ઝાડુથી ઝુડી નાખું."

માસા તો ગભરાઇ ગયા, અને બેઠેલા બધાઓ મને અજાયબીથીજ જોવા લાગ્યા.—ગમે તે હોય, પણ આવી આવી બે ચાર વાતો કહી દેવાથી મ્હરો જીવ જરા હલકો પડયો! અને મેં

વીચાર્યું "હવે મુરવ્વત તો છોડી દીધી છે, જોઉંછ તો ખરો હવે ધંધો કેમ ચાલે છે."

હું તે દીવસે આખા દીવસ બહાર ગયોજ નહીં. આખો દીવસ બેસીને હીસાબ કીધો અને બધાં બીલ ઘડી કાઢયા. સગાંવહાલાંઓની મુફ્ત દવામાં રૂપીયા અઢી હજારનો સફાયો થઇ ગયો ! કમપાઉંડર પાસે બીલ લખાવીને દરેક સગાંને ત્યાં મોકલ્યા અને વળી ઉપરથી કહેવડાવ્યું કે ફીના રૂપીઆ લીધા વગર હવે કદીબી હું તમ્હારે ઘરે નહીં આવીશ અને દવાબી કદી મુફ્ત નહીં આપીશ."

મ્હારી એ નવી રીતથી અજાયબ રીતનો ફેરફાર થઈ રહયો ! બીજેજ દીવસથી કાકા, મામા, સાલા, સસરાનો, કોઈ કોઈનો પતતોજ નદારદ ! બધાના દુખદરદો પોતાની મેલેજ સારા થઇ ગયા!

મગર, મોટી અજાયબીની વાત છે કે બીજેજ દીવસથી મ્હને કોઇ બહારનું એક ઘરાકબી બોલાવવા કે મ્હારા દવાખાનામાં દવા વેચાતી લેવા નહીં આવ્યું. એક બે ત્રણ એમ કરતાં આખું અઠવાડયું પસાર થઇ ગયું પણ કોઇ ઘરાકનોબી પત્તો નદારદ ! અરે, એ બનાવ કેમ બની ગયો ?

અઠવાડીયા પછી મ્હારે કાને જે વાત આવી ને સાંભળીનેજ હું તો ડંગ થઈ ગયો ! મહારા પુઆ લોકોને કહેતા હતા કે "બીચારાનું મગઝ ખરાબ થઈ ગયું છે! એને બોલાવવા જઇએ છીએ તો ગાલ આપે છે ! અને રાત દહાડો બેસીને જુઠા ખોટા બીલ બનાવ્યા કરે છે. એ બીચારો ડાકટર થયો છે તે એમજ સમજે છે કે લોકો પર એના પચીસ વીસ હઝાર રૂપીઆ માગતા નીકળે છે!"

તે સાંભલીને મ્હારા આખા શરીરમાં જોયા આગ લાગી ઉઠી! તેજ સહાંજે પાંડેજીના દવાખાના આગળ ગયો તો ત્યાં ભારી જમેલો એકઠો થયલો મેં જોયો. વલી મારા ધરાકોબી ત્યાંજ હતા. મ્હારીજ વાત ચાલી રહી હતી એટલે મેં છુપાઇને સાંભલવા માંડયુ. મહારા માસાજ કહેતા હતાઃ

"અરે પાંડેજી, તમહે શું કહો છો? અરે એ તો મહને દીવાનો બની ગયલો લાગે છે. શું કરૂં ન્હાનો હતો ત્યારે મેંજ એને ખોલામાં એસાડીને રમાડેલો અને ખવાડેલો છે તેથી કાંઇ બોલ્યો નહીં-નહીં તો એ તો એમ કહેવા લાગ્યો કે તમ્હારા ઘરના માણુ-સોની ઝાડુથી સફાઇ કરી નાખું!"

પાંડેજીએ પોતાની ચઢતી જોઇને કહયું "એ બધું ફકત ઇંગ્રેઝી શીખવાતુંજ ફલ છે! સમજ્યા કેની? મેં મ્હારા છોકરાને ઇંગ્રેઝી નીશાળમાં નહીં મોકલ્યો સમજ્યા કેની? આએ જોઇ કેની મોહકાણ! ઇંગ્રેઝી શીખીને તમ્હનેજ ઝાડુ મારવા આવ્યો! સમજ્યા કેની?"

માસાએ જવાબ આપ્યો "અરે હું તો ઘરનો છોકરો જાણીને એનેજ ઘરમાં બોલાવતો હતો પણ હવે જ્યારે દીવાનોજ બની ગયલો છે તો એવા ઘેલા દીવાના ડાકટરને ઘરમાં કોણ બોલાવે? કાંઇ બલ-તીજ દવા આપી દે તો બચવાને બદલે મરી જઇએ તે કયાં પીડા? પાંડેજી, હવે તો તમ્હેજ આપણા મુરબ્બી છો; બીચારો તે તો ડાક-ટર થઇને દીવાનો થયો છે."

હું ખુબ છેડાયો મગર દુઃખ પર દહામ! પાંડેજી વલી ઉફણાઇ ઉચકાઇને કહેવા લાગ્યો "મ્હારી પાસે થોડું હીમસાગરનું તેલ છે

તે લઇ જઇને તે બીચારાને માથે ચોપડો તો સારો થઇ જશે. મ્હારી પાસે જે તેલ છે તે બીજા કોઇનીબી પાસે નથી. કહો તો કાઢી આપું, પણ દામ રહેજ વધારે પડશે."

"હું કયાંથી એવી મોંઘી દવા ખરીદીને તેને માથે ચોપડવા જાઉં?" મ્હારા માસાએ કેહયું "હું તેના ભાઇને કહેવશ જો ગરજ હશે તો તે પોતે તમ્હારી પાસેથી ખરીદી લઇ જશે,"

હું તે વાત સાંભલીને જલેલા જીગરથી ઘરે ગયો અને મ્હારા ભાઇને મેં વાત કહી દીધી. ભાઇએ તે વાત સાંભલીને કહયું "જ્યારે તમ્હે મુફ્ત દવા આપતા હતા ત્યારે સારા હતા, અને હવે પૈસા લેવા કહયા ત્યારે ઘેલા થઇ ગયા! જોયા આએ સગાં અને વ્હાલાં! એમજ બોલીને તમારા બીજા ઘરાકોબી એ લોકે તોડી નાંખ્યા છે સમજ્યા! હવે તમ્હારૂં આએ ગામમાં કાંઇજ નહીં વલે! તમ્હે હવે જાઓ કોઈ બીજે ગામ અને ત્યાં દવાખાનું ખોલો તો કાંઇ બે પૈસાનું મોઢું જોશો. યહાં તો તમ્હે ઘેલામાં ખપો છો અને તેથી માંખમારૂ બની ગયા છો."

ભાઇનાં કહેવાથી હું બીજે ગામ જવાની તૈયારી કરવા લાગ્યો કે કેટલાક દોસ્તો મ્હને મલવા ભેટવા આવ્યા જેમાં પેલા પાંડેજી વઇદજીબી હતા. પાંડેજીએ આવતાને વાર મ્હને કહયું "કેમ ભાઇ બાહારગામ જાઓ છો?"

મેં કહયું "જી હા, ભેજુ ખરાબ થઇ ગયલું છે તેથી બાહારગામ જાઉં છું અને ત્યાં જઇને હીમસાગરનું તમ્હારૂં તેલ લગાડીશ કે જેવું તેલ આખ્ખી દુનીયામાંબી મલવું મુશ્કેલ છે, આજકાલ

તો ઘેલા માણુસોને વાસ્તે તમ્હારા હીમસાગર તેલ કરતાં કોઇપણ દવા ફાયદાકારક નથી."

પાંડેજીના મોંઢાનો રંગ તો જરા ઉડી ગયો પણ તોબી તે બોલ્યો "ભાઈ મગઝમાં હવા ચઢી ગઇ છે તે બાહારગામ જવાથી ઉતરી જશે."

મેં ડોળા જે કડકડાવ્યા તે પાંડેજી ઉઠીને ન્હાસી ગયો!

હું બીજે દીવસે જ્યારે આગગાડીમાં બેઠો ત્યારે મેં ધડકતી છાતીએ મ્હારા દવાખાના તરફ જોયું તો મ્હારો નોકર તે દવાખાનાને તાળુ મારી રહયો હતો!

# દીલે બેદીલ.

(૧)

"હલ્લો મી૰ રહમતખાં! આજે કોલેજમાં નહીં ગયા?"

રહમતખાંએ જવાબ આપ્યો "આજે તો છુટ્ટી છે, ભાઇ."

"એમ છે?" તે મલવા આવનારે કહ્યું "હું તો બીલકુલ ભુલીજ ગયો!"

મી૰ રહમતખાં "નીઝામીઆ કોલેજ"નો ફારસીનો પ્રોફેસર હતો, મગર તે સભ્યતાના કોઇ નવાજ સાંચામાં ઢલેલો આદમી હતો

કોઇની વાતને માનવી કે નહીં માનવી તે તો તેની પોતાની ઇચ્છાનીજ વાત હતી! ફલાણો જાણીતો લેખક ફલાણી સારી ચીઝ લખી ગયા છે, અથવા ફલાણી જાણીતી ચોપડીમાં ફલાણી શીખામણની વાત છે એ વાતને તો રહમતખાં ગણત્રીમાં લેતોજ નહીં! વલી, મોટા મોટા સારા સારા સીધાનતોને "ઉંહ" કહીને ધીક્કારવામાં, અને કોઇ અલલટપ્પુ વાતને ટેકો આપી દેવામાં તે આગેવાન હતો!!

પ્રોફેસર રહમતખાં પોતાના મકાનના એક એકાંત કમરામાં બેસીને કાંઇ વીચાર કરતો હતો, તેટલાં નીઝામઉદ્દદીન નામનો તેનો એક મીત્ર આવી લાગ્યો, અને તેઓ વચ્ચે ઉપલી વાતચીત થઇ, જેને લંબાવતા રહમતખાંએ કહ્યું "તમ્હને તો ભલા છુટ્ટી અને ન છુટ્ટીની વાતજ કયાંથી યાદ હોય! તમ્હે થોડા અમારી મુઆફેક નોકરીના માણસ છો!"

"ખયર" નીઝામઉદ્દદીને હસીને કહ્યું "એ તો બતાવો કે આજકાલ તહમેબી તો કોલેજનો કાંઇ ઓછો ખીઆલ રાખો છોની! હમણાંજ પરણ્યા છો, નવી બીબી ઘરમાં આવી છે, આજ કાલ તો કોલેજના પુસ્તકો કરતાં બીબીના પ્યારા પ્યારા શબ્દો સાંભલી રહ્યા હશો! બેશક, કુદરતેબી અજાયબ પ્યાર ભરી સાંકલ દુનીયામાં મુકી છે! મરદ ઓરતના નેકદીલી પ્યારથી દુનીયાની તે સાંકલ એક ખુશનુમાં બેડી બને છે!—પ્યાર! પ્યાર! તો ભાઇ ઘણી ઝોરદાર ચીઝ છે!"

"ભાઈ નીઝામઉદ્દદીન, તમ્હેબી કેવી ઘેલી દીવાની વાતો કરો છો!" રહમતખાંએ કહયું "પ્યાર તે વલી કયા જાનવરનું નામ છે! હું તો એ પ્યાર ફીયારને સમજીબી નથી શકતો!"

"પ્રોફેસર ભાઇ, કોણ જાણે તમ્હે તે વળી કઇ મટોડીના બનેલા છો! શું તમ્હારા દીલમાં કોઇનોબી પ્યાર વસતોજ નથી?"

"અરે પાક ખુદા! ભાઇ નીઝામઉદદીન, પહેલાં તમ્હે મ્હને એબી તો બતાવો કે પ્યાર છે કઇ જાતની બલા?"

"બેશક, તમ્હારી વાતપરથી એ દેખાવ છે કે તમ્હે પ્યારની કીમતજ જાણતા નથી." નીઝામઉદદીને કહયું.

"કીમત?" પ્રોફેસર રહમતખાં મસખરીની ઢબે ખડખડાત હસી પડયો "કીમત? કીમત તો બાઝારમાં થાય છે!"

"તમ્હે તો અજીબ આદમી છો! હારેલા માનતા નથી, ન જીતેલા! હું તમ્હને એ પુછવાની મતલબ રાખું છું કે જ્યારે તમ્હે પ્યારને કોઇ ચીઝબી સમજતાજ નથી તો તમ્હે તમ્હારી મોહરદારને શું સમજો છો?"

"મોહરદારને વળી સમજે તે શું? સ્ત્રી, ઓરત, બાનુ!"

"અરે પાક ખુદા! આએ તો અજબ આફત છે! વારૂ, પણ તમ્હે એનો જવાબ આપો કે તમ્હે શાદી કીધી શું કરવા?"

"શાદી કીધી શું કરવા? મ્હારા પોતાના સુખને વાસ્તે: મ્હારૂં ઘર અને મ્હારૂં સુખ દુખ સચવાય તે સારૂ."

"વારૂ, એમ સમજો કે પાક ખુદા ન કરે ને તમ્હારી મોહરદાર મરી જાય તો તમ્હને દુખ થાય કે નહીં?"

"દુખ શાનું?" પ્રોફેસરે અજાયબી બતાવી. "એક સંસારી મદદગાર કમ થઇ જાય તો તેથી થોડી તકલીફ પડે-દુખ તો નહીંજ થાય!"

"તમ્હે પ્રોફેસર છો, મગર મ્હને જો કોઇ પુછે તો હું એજ કહું કે તમ્હે એક ઘણાજ સંગદીલ ઘાટકી આદમી છો." નીઝામઉદદીને કાંઇક ગુસ્સાથી કહયું.

"હમણા તો ઠંડીનો વખત ચાલેછ મી૰ નીઝામઉદદીન." રહમતખાએ હસ્તા કહયું "ગરમી તો બહુ દુર છે, તેટલામાં તમ્હે કેમ તપી જાઓ છો? શું ત્યારે તમ્હે એમ કહેવા માગો છો કે મ્હારી મોહરદાર મરી જાય તો તેની પાછળ મહારેગી મરી જવું?"

"તમહે તો ઘેલા થઇ ગયા છો નીઝામઉદદીન, વારૂ, પ્યારબી તે કોઇ ચીઝ છે? પ્યાર તો ફકટ માણસોના એક હવસનું નામ છે, પ્યાર એક વીકાર છે. કોઇ સુંદર ચીઝને જોઇને માણસ તેને મેલવવા માટેની આશા કરીયા કરે અને હરરોઝ તે ઉમેદપર તે ચીઝની પુઠે ભમે તો તે માણસના દીનાગમા એક જાતનું ઘેલાપણું યા હવસ (વીકાર) જેને કહેવામાં આવે છે તે દાખલ થાય છે. એવાજ દીવાના હવસને લોકોએ પ્યારનું નામ આપ્યું છે."

"તમહે તો કોઈ નવી કીસમના ભેજાવાલા પ્રોફેસર છો!"

"મ્હારી મસખરી કરો છો, પણ યાદ રાખો નીઝામઉદદીન કે તેમાં તમહે મુર્ખાઇ કરો છો." પ્રોફેસર રહમતખાંએ હવે ગરમ થઇને કહયું "તમ્હે એવી એવી ફીલસુફી સમજ્ોજ કયાંથી?"

"ભાઇ, પાકખુદા બચાવે એવી એવી ફીલસુફીથી!" કહીને નીઝામઉદદીન તો ગયો.

(૨.)

બધી જાતનું સુખ હોવા છતાંબી કોણ જાણે હસીના શા માટે ઉદાસ રહેતી હતી! તેને કોઇબી વાતની કમી નહીં હતી! તેને ઘણી

પ્રોફેસર રહમતખાં મહીનાના ચારસો રૂપીઆ કમાતો હતો, અને તેની સાસુ તેને પોતાની આંખોની પુતલી સમજીને રાખતી હતી. છતાં હસીનાને ગમ શાનો હતો? છુપા કોઇ સંકટથી પીડાતા આદમીની મુઆફક તે દૂખી હતી. રહમતખાં હસીના સાથે ચાલ એવી ચલાવતો હતો કે કોઇ સારો ધણી પોતાની સારી ધણીયાણી સાથે ચલાવે. તેવી રીત છતાં તેનો ચહેરો દરરોઝ કરમાતો જતો હતો!

એક રાતના આઠ વાગતે જ્યારે જમવાનું જમી રહયા ત્યારે રાબેતા મુજબ હસીના પોતાના ખાવીંદના લખવાના કમરામાં પોતેજ પાનનું બીડું બનાવીને લઈ ગઇ. પ્રોફેસર રહેમતખાં લખવામાં એટલો બધો લીન થઇ ગયો હતો કે તેણે હસીનાના પગલાં સાંભલ્યાં નહીં! જ્યારે હસીનાએ પાનનું બીડું આગલ ધર્યું ત્યારે રહમતખાંએ કહયું "આજે તો તું એવી રીતે ધીમા કદમે આવી કે મેં ત્હારા પગલાંબી સાંભલ્યા નહીં!"

હસીના હસી! મગર, તે હસવાનું ખરા દીલનું નહીં હતું! તે તો પોતાના ખાવીંદને ખુશ રાખવા માટે ઝબરદસ્તીથી ખેંચી ખાંચીને હસી! "ખાવીંદ હું તો રોઝ જેમ આવતી હતી તેમજ આવી છું. પણ તમ્હે લખવામાં એટલા બધા ગુટાયલા હતા કે તમ્હને મ્હારા પગલાંનો આવાઝ નહીં આવ્યો."

"ખરી વાત છે." પ્રોફેસર રહમતખાંએ કહયું "આએ બાબત જે હું લખું છું તે એટલી તો ગંભીર બાબત છે કે એમાં તમામ મનથી ગુટાઇ જવું પડે છે."

હસીનાએ પુછયું "ખાવીંદ, એવી તે કેવી બાબત છે કે જેમાં તમામ મનથી ગુટાઇ જવુ પડયું છે?"

પ્રોફેસર રહમતખાએ ગંભીર રહીને કહયુ "પ્યાર. પ્યારની બાબતપર હું લખું છું."

"પ્યાર!" એટલુંજ બોલતા હસીનાનો આવાઝ ધ્રુજી રહયો! તેનો ચહેરો તમામ પીલો પડી ગયો! તેની આંખોમાં એક વીચીત્ર ચમક પયદા થઇ!–મગર, તે કે જે પ્યારને કોઇ ચીઝબી સમજતો નહીં હતો તે પ્યારપર લખતોજ રહેવાના સબબે હસીનાની હાલત જે હમણાં થઇ ગઇ તે જોઈ શકયોજ નહીં!

તે કાગઝમાંજ ચેહેરો રાખીને બોલ્યો: "આજે મ્હારા દોસ્ત નીઝામઉદદીન સાથે મ્હને પ્યારની બાબતપર થોડીક તકરાર થઇ! તે તો કહેતો હતો કે પ્યારનો સંબંધ જાન સાથ જોડાયલો છે."

હસીનાએ ગંભીર થઇને પુછયું "ત્યારે તમ્હે તેવણુને શું જવાબ આપ્યો?"

રહમતખાંએ હવે હસીનાની તરફ જોયું, અને તે બોલ્યો "મેં વલી શું જવાબ આપ્યો? મેં એજ કહયું કે તેમ બોલવામાં તે મોટી ભુલ કરતો હતો, કેમજે પ્યાર તો ફકટ માણુસાઇ હવસનું નામ છે."

હસીના વધારે ફીકી પડી ગઇ, અને છુપા ગમથી એટલુંજ બોલી શકી "ઉંહું–"

"શીખ્યા ભણ્યા વગરના આદમીઓ પ્યારને કોઇ અજાયબ ચીઝ સમજે છે–મગર, તેમ નથી. કેમજે આ બાબતમાં હું બરાબર

લોકોને સમજાવીશ કે પ્યાર તો એક ખ્યાલ છે, એક હવસ છે, એક વીકાર છે. તુંભી સમજી શકશે, હસીના!"

"હું સમજીશ, મગર—"

"મગર શું આગલ બોલ."

હસીના ગભરાઇ ગઇ "અમથુંજ મોંઢેથી બોલાયું."

"નહીં, તું મગર પાછલ કાંઇ બોલવા ગઈ પણ અચકી ગઇ! બોલ, બોલ, મગર, પછી શું?"

"મગર પછી કાંઈ નહીં." હસીના ધ્રુજતીજ બોલી.

"તું ગભરા ના, જે કહેવાનું હોય તે બેધડક કહી દે." રહમતે કહ્યું.

"કહું?"

"હા, કહી દે."

"હું એ કહેવા માંગું છું કે નીઝામઉદ્દીનની વાતમાં તમ્હારી વાત......થી બહુ વધારે સાર છે."

અને તેટલું બોલીને તે દુઃખી અબલા ત્યાંથી ચાલી ગઇ.

(૩)

ઉપલા બનાવને એક મહીનો નીકળી ગયો. જે દરમીઆન પ્રોફેસર રહમતખાની જવાન મોહરદાર હસીના કોઇ છુપા દુઃખથી દરરોઝ નખાતી અને ગલાતી ચાલી, કોઇભી ડોકટર કે હકીમ તે જવાન સુંદરીનું દુઃખ શું હતું તે પારખી શકયા નહીં!

એક દીવસે રહમતખાંએ મોહરદારને કહયું "હસીના, તું દહાડે અને દહાડે નખાતી કેમ જાય છે?"

"શું હું પીલાતી જાઉં છું? મહને તો કંઇમી જણાતું નથી!" હસીનાએ જવાબ આપ્યો.

"જરા આઇનો ઉઠાવી જો. આરસીમાં શું તુને નથી જણાતું કે ત્હારો ચહેરો ફીકો અને દુબળો પડતો દેખાય છે? ત્હારા મોંઢાંપર ફક્ત હાડકાંજ નઝર આવે છે!"

"કદાચ હું પહેલાં કરતાં વધારે નબલી પડી ગઇ હોઉંબી, લેકીન નબળાઇનુ કારણ કાંઇ રોગજ હોવું જોઇએ એમ નથી."

"રોગ હોય કે ફીકર હોય. એના સીવા ત્રીજું કારણ નહીં હોવું જોઇએ." પરોફસરે કહેયું.

"શું તમહે એ માનીબી શકો છો કે આટલી તવંગરી અને સુખ છતાંબી કોઇ માણુસ ફીકરમંદ રહી શકે!" હસીનાએ દીલ વગરનું હસી લેતાં કહયું.

"હા, જો કોઇ માણુસનું મસ્તક ઠેકાણે નહીં હોય તો! કેમજે તે મસ્તકપર હવસનો વીકાર ચઢેલો હોય!" રહમતખાં બોલ્યો.

હસીના ગમમાં ગીરફતાર થઇ ગઇ. "અફસોસ! તેજ હવસ! તેજ વીકાર ફરીથી?"

"તું અફસોસ કરે છે" પરોફેસરે અજાયબી બતાવી.

હસીનાએ ફેરવી નાખ્યું: "હું અફસોસ એટલા માટે કરૂં છું કે મહને બધા રોગી કેમ સમજે છે!"

"તો શું તું પોતાને તંદુરસ્ત સમજે છે?"

હસીનાએ ગમગીન આવાઝે કહયું "હું શું બતાંઉં કે હું પોતાને શું સમજું છું?" અને એક ઠંડો નીસાસો નાખીને હસીના ત્યાંથી ગઇ. તે જતી હતી ત્યારે તેની આંખોમાંથી આંસુ ટપકતાં હતાં. ગરીબ બીચારી! તે દીલે બેદીલનો શીકાર હતી.

પ્રોફેસર તો પોતાની પ્રોફેસરીની ધુનમાંજ રહીને તેની પાછળ જોઇને મનમાં બોલ્યો "મને વહેમ છે કે એના મસ્તકમાં વીકાર છે."

તે પછી તે વાતનેબી ચાર દીવસ નીકળી ગયા. મધ્ય રાતનો વખત હતો, જ્યારે પ્રોફેસર રહમતખાં પોતાની ચોપડીઓ વાંચતોજ કુતુબ-ખાનામાં બેઠેલો હતો. રહમતખાંના કાનેપર એકાએક કોઇનો દુ:ખી આવાઝ આવ્યો જેથી તે ચોંકયો "અરે? એ શું આવાઝ? કોઇ ઘણુજ દુ:ખી માણુસ કાંસતું હોય તેમ આવાઝ આવે છે"

ફરીથી તે આવાઝ આવ્યો! રહમતખાંએ ચોપડી બંધ કીધી, બત્તી વધારે તેઝ કીધી, ઉઠીને તે બારી આગલ ગયો, બારી ખોલીને તેણે બહાર જોયું તો કોઇજ જણાતું હતું નહીં. તે સમજી ગયો કે ઘરની બહારથી નહીં મગરઘરની અંદરથીજ તે આવાઝ આવ્યો હતો. પાછો તે કુરસીપર બેસી ગયો, મગર ત્રીજીવાર તે આવાઝ આવ્યો! રહમતખાંનું રૂએરૂઉં ઉભું થયું! લેકીન, ચોથી વખત તો તે આવાઝ કુતુબખાનાના દરવાઝા આગલજ સંભળાયો!!

અને, તે દરદમંદ આવાઝ પછી તુરતજ તે કુતુબખાનનો દર-વાઝો ધીરે ધીરે કોઇએ ખોલ્યો! ઉઠતાં ઉઠતાં રહમતખાંની છાતી ધડકવા લાગી! દરવાઝો તમામ ખુલ્લો થઇ ગયો અને એક ઓરતનો

આકાર જણાયો. તે ઓરતના બાલ વીખરાયલા હતા, અને તેની બંને આંખો બંધ હતી!! મોટા ગભરાટ સાથે પ્રોફેસર રહમતખાએ શું જોયુ? તેની પોતાનીજ મહોરદાર હસીના વીખરાયલા બાલ સાથે ગાઢી નીંદમાં છતાંબી ઉંઘમાં ચાલીને તે ઓરડામાં આવી હતી!!

પ્રોફેસરે ધરૂજતા ધરૂજતા એક અફસોસ સાથે મનમાં કહયું "અફસોસ! હવે હું સમજ્યો!" અને તે કુરસીપર પછડાઇ પડયો!

ફરીથી પેલોજ દુઃખી આવાઝ હસીનાના મુખથી બહાર પડયો, અને હવે તે કાંઇ બડબડવા લાગી. રહમતખાંએ કાન તેઝ કરીને તેનું બોલવું સાંભળવા માંડયું: "નહીં, નહી, હવેંજ હું સારી રીતે સમજી શકું છું કે તેના દીલમાં મ્હારે માટે પીયાર નથી! હું તો તેની તરફ પીયાર ધરાઉં છું, મગર અફસોસ તેના દીલમાં એક દીલે-બેદીલ છે! તેના દીલે બેદીલમાં તે પ્યાર નથી જે પ્યારની હું તલગાર છું. પાકપરવરદીગાર! હું તેજ વાસ્તે બહુ દુઃખી છું. માટે મઓત આપીને મ્હારો છુટકારો કર."

તે વાકય પછી પાછો પેલોજ દુઃખી આવાઝ તે ગરીબ અબ-લાના મુખથી બાહાર પડયો! તે પછી તે પાછી ફરી અને ઉંઘમાં અને ઉંઘમાંજ ચાલીને તે દરવાઝા આગળ ગઇ જેમાંથી બાહાર પડ-વાના તેણે પગલાં ઉપાડયા કે દોડીને રહમતખાંએ તેનાં ખભાપર પોતાનો હાથ મુકી દીધો. "હસીના, હસીના, એ શું વાત છે?"

હસીનાએ પોતાની આંખો ખોલી નાખી, તે ઉંઘમાંથી જાગૃત થઇ ગઇ, અને તે આજુબાજુમાં ગભરાતથી એમ તેમ જોવા લાગી!

"હસીના, તેં શું કહયું?" રહમતખાંએ પુછયું.

હસીનાએ ચકીત થઇને આંખો ચોલીને કહયું "હંય! હું કયાં આવી ગઇ?"

"તું મ્હારી ચોપડીઓવાલા ઓરડામાં આવી ગઇ છે! મગર, પહેલાં તું એ બતાવ કે તે શું બોલી?"

"હું તો કાંઇબી નહીં બોલી!" હસીનાએ કહયું "મ્હને યહાં કોણ લાવ્યું?"

"એ હું પછી બતાવીશ." પ્રોફેસર રહમતખાંએ પોતાની દુઃખી મોહરદારને કહયું "મગર, તે પહેલાં તું એ કહી દે કે તું જે બોલી કે 'તેના દીલમાં મ્હારે માટે પ્યાર નથી!' તો બતાવ કે તું તે વાકય કોણને વાસ્તે બોલી? કોણના દીલમાં ત્હારે માટે પ્યાર નથી! બોલ, બોલ."

હસીનાએ પુછયું "શું હું એમ બોલી હતી!"

"હા, હમણાંજ તું તેમ બોલા હતી!"

"અફસોસ, જે વાતને મેં દીવસો સુધી માહારી છાતીમાં છુપાવી રાખી હતી તેવાત આખીર તમ્હે સાંભલી લીધી? તમ્હે તે જાણી લીધી?"

રહમતખાંએ ગુસ્સાથી બરાડ પાડી "હા, હા, મેં તે વાત જાણી, જાણી! હવે સાચેસાચું કહી દેજે કે તું કોણના પીયારમાં ઘેલી બની રહી છે? અને તુંને કોણનો પીયાર જોઇએ છે? સાચું કહે, નહીં તો—!

"કોઇનો નહીં!" થરથર ધ્રુજતે હસીના બોલી "કોઇ બીજાનો નહીં, પણ એ રહમત, જે મહારો પોતાનો છે તેનો પીયાર હું તો માગું છું જે આદમી ફારસીનો એક પ્રોફેસર છતાંબી માણુસાઇ પીયાર ને હવસ કે વીકાર સમજે છે તેવા એક આદમીનો પીયાર હું ચાહું છું. એ દીલે-બેદીલ રહમત, હું તો તારા પીયારની પ્યાસી છું."

મગર, તે ફ્રોલાદ દીલ આદમીપર કાંઇબી અસર નહીં થઇ! તે તો જેમ એક અચ્છા સાચ્ચા પ્યારને એક હવસની ઉપમાં આપતો હતો તેમજ તે પોતાંની મોહરદારના સાચા શબ્દોને ખોટા અને દગલબાઝ અલફાઝ માનતો હતો! તે વધારે ગુસ્સાથી બોલ્યો "ઓરતના ચરીત્ર હું બરાબર સમજુ છું, તું કોઇ બીજા મરદ ઉપર પ્યાર—"

મગર, તેજ વખતે હસીનાએ એક ચીખ પાડી, અને તે ઝમીનપર પડી ગઇ.

(૪.)

હસીનાના મરણને ચાર મહીના થઇ ગયા.

તે વખત પછી એક રાતના પેલાજ કુતુબખાનામાં બેસીને રહમતખા વાંચતો હતો! સુનસાન હતું! એકાએક કાંઇ આવાઝ આવ્યો! રહમતખાં ચોંકયો, તેના હાથમાંથી ચોપડી પડી ગઇ! અરે, જે આવાઝ તેણે હમણા સાંભળ્યો તેવોજ આવાઝ તેણે ચાર મહીનાની વાતપર સાંભળ્યો હતો, જે વખતે આએજ કમરામા બેહોશ

થઇને હસીના પડી જવા બાદ ફરીથી તે ચાલી શકી હતી નહીં; અને તે રાત પછીની બીજી રાતે મરણ પામી હતી. પ્રોફેસર રહમતખાં ધુજવા લાગ્યો કેમ જે તેજ રાતની મીસાલ દરવાઝો ધીરે ધીરે ખુલ્યો, અને–અને તેની મરહુમ મોહરદારનો આકાર દેખાયો!

તેવાજ વીખરાયલા બાલ, તેવાજ કપડાં, ચહેરો સંગેમરમરની મુઆફિક સુફેદ, આંખો બંધ! તે આકાર પ્રોફેસરની તરફ આવ્યો અને થોડે દુર ઉભો રહીને બોલ્યો "નહીં, નહીં, તમ્હે મ્હારેથી પ્યાર કરતા નથી, તમ્હે મ્હને માન આપો છો, મ્હારીપર મહેરબાની રાખો છો, મગર તમ્હારૂં દીલ દીલે–બેદીલ છે. અફસોસ, હું તે તમ્હારોજ પ્યાર ચાહતી હતી અને તમ્હારીજ હતી. લેકીન તમ્હે જુદોજ વીચાર લઈ ગયા અને હું તમારેથી દુર થઇ ગઇ! શું કરૂં!"

તેટલું બોલીને તે આકાર જે મરહુમ હસીનાનોજ આકાર હતો અને જે પ્રોફેસરના ધકારાથી તેને દેખાયો હતો તે પોતાની નીરદોશતા પુકારી ત્યાંથી ગુમ થઇ ગયો અને પ્રોફેસર ગમમાં ગીરીફતાર થયો.

* * * *

તે પછી બીજા ત્રણ વરસ થઇ ગયા.

તે ત્રણ વરસ પછી દેહલીમાં મરહુમ શેખ નીઝામઉદદીન અઓલીઆની દરગાહના ઉરસ વખતે એક ફકીરે એક શખ્શના ખભાંપર હાથ મુકીને પુછયું "કેમ ભાઇ નીઝામઉદદીન, ઠીક તો છોની?"

નીઝામઉદદીને ચોંકીને પાછલ ફરીને જોયું, મગર તે ચહેરો ધ્યાનમાં નહીં આવ્યાથી તેણે કહયું "હા ફકીરસાબ ઠીક છું. મગર આપ કાંઇ—"

ફકીરે કહયું "કેમ ભાઈ, એટલી જલદીથી મને ભુલી ગયા?"

હવે તો નીઝામઉદ્દીને ઉછળીને ફકીરને ગલે લગાડયો અને તેનાં ખભાંપર પોતાનું માથું મુકી ગલગલા સાદે તે બોલ્યો. "પ્રોફેસર રહમતખાં, દોસ્ત મ્હને માફ઼કરજે કે હું તુને ઓળખી નહીં શકયો."

"દોસ્ત નીઝાંમઉદ્દીન" રડતા આવાઝે રહેમતખાંએ કહયું "હવે તું મને પ્રોફેસર રહમતખાં નહીં બોલ, જો બોલાવે તો મને બોલાવ ફકીર રહમત!" અને તે ધસાધસ રડી પડયો.

"રડો ના પ્યારા દોસ્ત." નીઝામઉદ્દીને લાગણીથી કહયું "મગર ત્હમને એ શું સુઝયું? ત્હમારા ઘરમાં ત્હમારી માતા ત્હમારા વગર બેચન હશે અને તમ્હે તેઓને છોડી ફકીરી શા માટે એખત્યાર કીધી?"

"શું કહું ભાઇ!" ફકીર રહમત બોલ્યો "જે બનવાનું હતું તે બની ગયું! અફસોસ, મેં એક મોટામા મોટી ભુલ કીધી જે ભુલ આવી એકસો ફકીરીથીબી દુર થઇ શકશે કે નહીં તેબી હું સમજી શકતો નથી! મ્હારી હસીના મ્હારી તેજ ભુલના સબબથી મરી ગઇ."

"માલુમ પડે છે કે તેના મરણના સબબથીજ તમ્હારા દીલમાં બહુ લાગણી થઈ છે અને તમો દુન્યાને છોડી છે." નીઝામઉદ્દીને કહયું અને તે આગલ બોલ્યો "અરે, તે બીચારી તમને કેટલા બધા પ્યારથી ચાહતી હતી?"

તે સાંભળીને એક ઠંડો નીસાસો રહમતની છાતીથી બાહાર પડયો "અફસોસ! તે તો પ્યાર કરતી હતી, મગર હું તેના પ્યારનો વીરોધી હતો!"

"હું તો તમને પ્યારની કીમત સમજાવતો હતો." તે ભલો દોસ્ત નીઝામઉદ્દીન પોતાના હાથપર હાથ મારીને ગમગીન થઇને બોલ્યો.

"હા, હું તમારી વાતને હસતો હતો. કેમજે હું પ્રોફેસર હોવાની ધુનમાં હતો અને કોઇનું કાંઇપી માનતો નહીં હતો! રહમત મોટા ગમથી બોલ્યો "મગર, આજે જ્યારે હું એક સાદો ફકીર છું, ત્યારે મને તે નેક બાનુને માટે દીલમાં મોટી લાગણી થાય છે. દોસ્ત હું મુરખો તે વખતે ખરૂં કહું છું કે એક દીલે-બેદીલનો સંગદીલ આદમી હતો. અફસોસ, હવેજ હું તે ફીરેસ્તા ખસલહત બાનુની કીમત કરૂં છું. તે એક અનમોલ મોતી હતું જે એક દીલે-બેદીલથી દુર થયું."

"તમ્હને ત્યારે કોઇ ઉસ્તાદ મલ્યો છે. જેણે પ્યારની કીમત ઘણીજ સરલતાથી તમને બતાવી છે." નીઝામઉદ્દીને કહ્યું.

"તે કીમતને બતાવનાર કોઇજ નહીં, મગર તેજ હુર હસીના" ફકીર રહમત બોલ્યો અને તેણે પોતાના હોટ કરડી લેતાં કહયું "અફસોસ ભાઇ નીઝામઉદ્દીન, તમે કહો છો તેમ તે કીમત કાંઇ સરલતાથી બતાવવામાં નથી આવી. મગર પોતાના જાનના ભોગે પ્યારની કીમત મ્હને સમજાવનાર હસીના હતી. હું જાઉં છું, મારી હસીના મને પોતાની પાસે કબરમાં બોલાવી લે તેટલાં તો હું આ દુન્યામાં દુન્યાને તજીને જીવતો રહું છું, મગર ભાઇ, મ્હારી માદરને મ્હારી સલામ કહેજો. તે બીચારીને મારે માટે જે દુઃખ થતું હશે તે દુઃખ મ્હારી સલામથી કાંઇક ઘટી જશે."

અને નીઝામઉદ્દીન તેનો હાથ પકડી લે તે પહેલાં તો ગીર-
દીનો લાભ લઇ ફકીર રહમતખાં ત્યાંથી ચાલી ગયો!

અફસોસ! એક પ્રોફેસરને ફકીર બનાવનાર તે દીલ હતું જે દીલે-બેદીલ હતું!

# મીઠો દગો!

(૧.)

તલાવમાં ખીલેલા સુંદર કમલ ફુલો હવાના ધીરા ધીમ ઝોકાથી નમી રહેલાં હતાં, અને સ્હાંજના સુર્યના સોનેરી કીરણ તે કમલના ગાલોને ચુમીને તેને શરમાવતા હતા! રાજકુંવા "પ્રભા" તલાવને કીનારે લીલા ઘાસપર ઉભા રહીને સુંદર પક્ષીઓ મધુર ગાયન સાંભલતી હતી. તે ખુબસુરત સુંદરી કમલની મીસ ત્યાં મીઠડી હવામાં સોનેરી કીરણોની મજાહ ચાખતી તે સ્હાંજ શોભાને ગોયા વધારતી હતી! પ્રભાની સહેલી તેની પાસેજ હ

રાજકુંવારીએ મઓલસરીના ઝાડપર બેઠેલાં એક બુલબુલ તરફ જોઇને કહયું "મ્હારો તો જીવ એવો થાય છે કે હું બુલબુલ બની જાઉં."

સહેલીએ પુછયું "કાંય?"

"કાંય?" તે સવાલને પ્રભાએ પાછો બોલી દઇને વધાર્યું "અરે, મ્હને સુંદર ગાયનો ગમે છે અને આ બુલબુલ શું સરસ ગાય છે. અહહા! હું જો બુલબુલ હતે તો આખો દીવસ ઝાડની છાયામાં બેસીને ગાયનો અને બસ ગાયનોજ લલકારતે અને આ આખા બાગને મ્હારા ગાયનોના પડઘાથી વધાવતે."

ઉમાએ કહ્યું "પ્યારી રાજકુંવારી, ત્હમે થોડા દીવસમાં પરણી જનાર છો. નઉગઢરાજની રાણી થવા પછી તમ્હો આખો દીવસ બેસીને જાતજાતના પક્ષીઓના ગાયનોજ સાંભળ્યા કરશો તો કોઇ તમ્હને અટકાવશે નહીં."

પ્રભાએ સંકુચીત બનીને કહ્યું "નહીં; મ્હને નઉગઢની રાણી બનવાની અભીલાષા નથી. મ્હને કોઇ નદીનો સુનસાન કીનારો બહુ પસંદ છે. એક બીણુ અને એવાજ સુદર શોહામણા પક્ષીઓનું મધુરૂં સંગીત. બસ, એટલુંજ હોય તો મ્હને સ્હમજ કે આખી દુનીયાનું રાજ મલી ગયું."

"મ્હને ખબર છે રાજકુંવારી કે ત્હમે સંગીતને બહુ ચાહો છો. પણ, હવે તો ત્હમને ત્હમારા સ્વામીને ચાહવા જોઇશે.'' પ્રભાની સ્હેલીએ સ્હમજાવ્યું.

"ના, ના, પીતાજી મ્હને પરણાવે છે તેના કરતાં તો આવા મધુરા ગાયનો લલકારતાં પક્ષીઓના વનમાં મુકી દેને તો બહુ સારૂ થતે." પ્રભાએ કહ્યું.– મગર, તેજ વખતે બાગની બહાર કોઇનો લલકારવાનો સાદ આવ્યો.

"કર ગયે થોડે દીનકી પ્રીતી–"

પહેલીજ તે લાઇન હતી જેને તે કોઇ ભવઇયાએ એવી તો ખેંચી ખેંચીને સુંદર રીતે ગાઈ કે પ્રભા અને ઉમા ગાયન તરફ ખેંચાઇ ગયાં.

"ઉમા, અહહા! આ તો બુલબુલના હલકથીબી સુંદર છે! એ કોણુ ગાય છે? જા, જેબી હોય તેને યહાં બેધડક બોલાવી લાવ. હું તેના આ ગાયનને સાંભલવા વગર રહેનાર નથી. જા. તેને બાગની અંદર જલદી બોલાવી લાવ."

બગીચાની બહાર ગવાતા તે ગાયનની એકજ કડીથી બગીચાની અંદર ગોયા જાદુઇ અસર થઇ ગઇ! અને રાજકુંવારીથી જ્યારે નહીંજ રહેવાયુ ત્યારે તેણે સ્હેલીને તે જે કોઇબી હોય તેને અંદર લાવવા માટે મોકલી!!

થોડા વખતમાં એક સુંદર સજીલા બદનનો નવજવાન ઉમા સાથે પ્રભા આગલ આવી ઉભો. નાગાં પગ, નાગું માથું, ખાંધપર એક મૃગચર્મ, શરીરપર ગેરૂને રંગનાં કપડાં, હાથમાં એક સીતાર, અને ચ્હેરા પર તેજ! તે નવજવાન સાધુ—ગવઇઆએ પ્રભાને જોઇ અને પોતાનું માથું નમાવી દીધું, તે પછી તે જમીનપર બેસી ગયો

રાજકુંવારીએ ઝીઝકતી આંખોએ જોયું અને નઝર નીચે નમાવી દીધી! તેની સ્હેલીએ કહયું "યોગીજી, અમારા મોટા ભાગ્ય કે આજ આપના દરશન થયા. અમને આપનું મધુર ગાયન આખું ગાઇ નહીં સંભલાવો?"

યોગીએ માથું નમાવીને જવાબ આપ્યો "અમે યોગી લો તો નારાયણુના ભજન કરીએ છીએ, આવી આવી રાજકીય જગ

પર અમે તે ભલા શું ગાઇ શકવાના હતા! મગર, જ્યારે સાહેબા રાજકુંવારીનીજ ઇચ્છા છે તો પછી ગાઇ સંભલાઉં છું:

"કુઅર ગઅએ થોઅઅડેએ દીઅનકી પીરીઇતી!
કહાંઆઆ વહ પીરીઇત, કહાંઆ વહ બીછુઉરન!
કહાંઆ મધુવનકીઇ રીતી–કઅર ગઅઅએ થોડે દીનકી પ્રીતી."

અહહા! ચોગીનો રસીલો આવાઝ, સીતારની મધુર ધ્વની, ગીતની મીઠાસ, એ બધાથી—એ બધાથી રાજકુંવારી ગોયા બેસુધ થઇ ગઇ! સીતારની ધ્વની જેમ હવામાં હાલી રહી હતી તેજ મીસાલ રાજકુંવારીના હૃદયમાં પેલા નવજવાન ચોગીનો મધુર આવાઝ લહેર મારી મારીને ગોયા બંડ ઉઠાવી રહયો હતો!!

ગાયણુ ખલાસ થતાંજ કુવરીએ એક ઠંડો લાંબો નીસાસો ખેંચ્યો! "આઆઆહ!"

"કેમ? આપને શું છે!" પેલા ચોગીએ પુછયું.

"કાંઇજ નહીં." એક ફુલ જેમ મુરઝાઇ પડે તેમ ઝુહમી પડીને તે સુંદરી બોલી.

"આખીર કહો તો સહી" ચોગીએ બહોંસ કીધી.

"હું થોડા દીવસમાં પરણુવાની છું" પ્રભા બોલી "મ્હારા પીતાએ મ્હને નઉગઢરાજના રાજકુંવર સાથે પરણુાવવાનો વીચાર કીધેલો છે. હું તો પીતાના હુકમની દાસી છું. પણ—"

"પણુ, શુ?" ચોગીએ પૂછયું.

"પીતા મ્હને પરણુાવવાને બદલે જો ત્હમને મ્હારા ભાઇ દાખલ ગણીને આ મહેલમાંજ મ્હારી પાસે ત્હમને રાખે તો હું આખો

આખો દીવસ આ ત્હમારૂં 'કર ગયે થોડે દીનકી પ્રીતી'નું ગાયણ સાંભળીને મ્હારા મનને શાંત રાખું. મ્હને નઉગઢરાજની ભવીષ્યની રાણી બનવું નથી. પણ ત્હમારા જેવા એક મધુરા કંઠવાળા યોગીના બ્હેન બનીને યહાંજ રહેવું છે."

"બેશીકર રહો, હું ત્હમને વચન આપું છું કે તમ્હે પરણી જશો તોએ આ દાસ તમહારી સેવામાં ત્યાંભી હાઝર થઇને ત્હમને આવા આવા સુંદર ગાયણો સંભલાવશે." યોગીએ કહયું.

"શું તમહે સાચું કહો છો?" રાજકુંવારીના જીવમાં જીવ આવ્યો.

"હું કસમ ખાઇને કહું છું."

"તો ઠીક" રાજકુંવારી બોલી "હું મહારા સ્વામીની સાથે બેસીને તમહારા મધુરા ગાયણો સાંભલીશ."

"નહીં, તેમ તો નહીં બનશે." યોગી બોલ્યો.

"એટલે?" રાજકુંવારીને શક ગયો કે યોગીની ધ્યાનત ખરાબ રસ્તે ઉતરતી હતી કે કેમ?

"એટલે એ કે હું તમ્હને ગાયણો તમહે એકલાં બેઠાં હશો ત્યારેજ સંભલાવીશ."

"પણ—"

"ના ના, તમહે કાંઇ ચીન્તા ન રાખો. હું તો તમહે એકલા હશો તોએ તમહારી સાથે નેક ચાલ ચલાવીશ, મહારો નઝરમાં

ફરક પડે તો તે પવીત્ર ઇશ્વર મહને નરકમાં મોકલે" તે નવજવાન ચોગીએ ખુલાસો કીધો.

"જો એમજ છે તો ઠીક છે." રાજકુંવારી ખુલ્લાસાથી બોલી "હું ખુશીથી પરણી જઇશ, પણ મ્હારા સ્વામીના મહેલમાં ત્હમારે આવવુંજ પડશે. જો જો, ભુલતા નહીં. ત્હમને દરરોઝ આવા આવા ગાયણો સંભલાવવા માટે મ્હારી પાસે આવવુંજ પડશે."

"હું તે માટે વચનથી બંધાઉં છું."

"દગો તો નહીં કરો ?"

"કદી નહીં, રાજકુંવરી, દગો કદીબી નહીં થાય" તેમ બોલીને તે ચોગી ત્યાંથી જતો રહયો.

(૨)

પ્રભાનો પીતા પુરાણા વીચારનો વાચીત્ર આદમી હતો. તેણે પોતાની બેટીને નઉગઢના રાજકુંવર હરીશચંદર સાથે અદરાવી હતી, મગર તેણીને બતાવ્યા વગરજ !—રાજકુંવર હરીશચંદર અજમેરની "મેયો કોલેજ"નો વીધારથી અને સુધરેલા વીચારનો આદમી હતો. તેણે પરણુવા અગાઉ પોતાની મોહરદારનો ચહેરો એક વખતબી જોઇ લેવાનો વીચાર મઝબુત કીધો.

મગર ! લગનનો દીવસ નઝદીક આવ્યો. મગર રાજકુંવારી પ્રભાની આંખોથી તો પેલા નવ જવાન ચોગીની મુરતી ખસતી નહીં હતી અને તેના કાનોથી તે ચોગી અને તેના ગાયણનો વીચાર તો હરદમ તેને સતાવતો રહેતો હતો !-પેલાજ તલાવ આગલ રાહ જોતી રોઝ સ્હાં-

જના બેસતી! કોઇ સ્હાંજે તો તેને એમ લાગતું કે તે સુંદર મીઠો આવાઝ બહારથી આવે છે અને તે બાગના દરવાઝા પાસે દોડી જતી! પણ વ્યર્થ! તે નીરાશ થઇને પાછી ફરતી.

એક મહીનો એમનો એમજ નીકલી ગયો અને લગનનો દીવસ નઝદીક આવ્યો. પ્રભા અને હરીશચંદરના લગન મોટી ધામધુમથી થયાં. પોતાના પીતાનો મહેલ છોડતી વખતે રાજકુંવારા બહુ રડી!

નઉગઢ એક મોટું રાજય હતું જ્યાં પ્રભા પરણી ગઈ. અને તેની સેવામાં દાસીઓની એક મોટી ફઓજ આપવામાં આવી. પ્રભાને રહેવાને માટે એક એવો મહેલ બનાવવામાં આવ્યો હતો કે જે કારીગરોના હાથને જશ આપે. પ્રભા મોટા શણગારથી સજાયલી મહાલના અનતપુરમાં ગઇ, હરીશચંદર ત્યાં દાખલ થયો. પ્રભાએ હાથ જોડીને માથું નમાવીને પોતાના સ્વામીને માન આપ્યું, અને તેજ વખતે તેની આખોથી આંસુઓની એક નદી વહેવા લાગી! પતીએ તેના પાસે બેસીને તેનો ચહેરો જોયો, અને તે ચોંકયો! તે ચહેરો એક ચીરાગ હતો, મગર બુઝાયલો હતો! તે ચહેરો એક ફુલ સમાન હતો. મગર તે ફુલ મુરઝાઇ ગયું હતું! લેકીન, પ્રભાનો ધણી પ્રભાને ખુબ ચાહતો હતો, થોડા દીવસો સુધી તો એવું રહયું કે તેણે રાજકાજની ફીકર, મજાહ, અને શીકારની મોજ એ બધું છોડી દીધુ, અને પ્રભાનો પુંજારી બનીને ગોયા દુનીયાજ ભુલી ગયો! ગમે તેટલા પીયાર છતાં પ્રભા ખુશાલીમાં નહીં રહેતી!! બીચારો રાજકુંવર, તે શું જાણે કે સંગીતે પ્રભાને દીવાની બનાવી હતી અને પીયારના દુધમાં તો માંખ પડી હતી!!

એ તો અશક્ય હતું કે હરીશચંદરના અથાક પીયારને પ્રભા ગણતી નહીં! ના, તે તો પોતાના ખરા દીલથી પોતાના ધણીના પીયારને ચાહતી. બેશક, પીયારનો ચીરાગ કાલા અંધારાને ધરાવનારા દીલ પરબી પોતાનો ઉજાળો નાખે તો લાંબી રોશની તો ફેલાવે. પ્રભા પોતાના સ્વામીના પીયારને સાચા ભાવથી જાણીને તો બહુ લજવાઇ જતી, કેમજે તે માનતી હતી કે તેનો જવાબ આપવા જેટલી તે લાયક નહીં હતી! પવીત્ર પીયારના બદલામાં જેટલો પીયાર પાછો આપવો જોઇએ તેટલો તે આપી શકતી નહીં હતી એમ તેને ભય થયો હતો! હરીશચંદર પ્રભાની પાસે રહે ત્યારે પ્રભા તેની ગરદન આસપાસ હાથ નાખીને ફુલોના હાર મીસાલ લપેટાઇ રહેતી! તે પવીત્ર કુદરતના હાથથી બનેલા ખુશબુદાર ફુલોના હાર બનાવીને પોતાના પીયારા ધણીના ગલામાં નાખીને કહેતી "પીયારા! જો જો કે આ હારના ફુલો મુરઝાઇ નહીં. જો જો એને સદા તાઝા રહેવા દેજો." વલી, ચાંદની રાત્રે તે ધણી ધણીઆણી હોડીમાં બેસીને ફરતા હરતા ત્યારે પ્રભા તેને પીયારના ગાયણો સંભલાવતી! તેના ધણીના બાહારથી આવતા કોઇ દીવસ જો સ્હેજબી મોડું થયું તો તે દીલગીર બની જતી હતી. તેને આવતો જોઇને તે ખુશી થઇ જતી, તેની કાલી કાલી આંખો હસતી, અને તેની આંખોમાં લગાડેલી કાજલબી ગોયા હસતી!

મગર—

મગર જ્યારે તે એકલી પડી જતી ત્યારે તેને પેલોજ વીચાર આવતો. તલાવનું લીલું લીલું પાણી, તેની પર તરતા કલમના ફુલો,

મઓલસરીના ઝાડ પરના બુલબુલ, અને પેલાજ નવજવાન યોગીનો આકાર, એ બધું તેની આંખોની સામે આવી ઉભા રહેતાં અને તે યોગીના મધુરા ગાયણનો મીઠો આવાઝ તેના કાનોમાં ગણગણી રહેતો.

"કર ગયે થોડે દીનકી પ્રીતી,"

"આઆઆહ !" પ્રભા તે વખતે એક લાંબો નીસાસો ખેંચીને બોલતી "તે યોગીએ મ્હને જે વચન આપ્યું હતું તે તેણે નહીંજ પાલ્યું ! એ દગાબાઝ તે મ્હારી સાથે દગો રમી ગયો !"

અને તેમ બોલતાંજ તે મખમલી બીછાનાપર પછડાઇ પડતી, અને સ્વપ્નામાં તેજ મધુરા આવાઝને સાંભલતી કાંઇક ખુશી અને કાંઇક દીલગીર બની જતી !

(૩.)

થોડા દીવસ પછી પ્રભાને હરીશચંદર પોતે ચીતારેલા કેટલાક ચીત્રો જોઇને પ્રભા ઘણી ખુશી થઇ, પણ જ્યારે એક ચોક્કસ ચીત્ર પરથી કપડું ઉંચકતા સાથેજ હરીશચંદરે પુછ્યું "પ્યારી તમંહ આ ચીત્રને જોયું છે ?" તે વખતે પ્રભા ફીકી પડી ગઇ અને તેનું શરીર ધ્રુજવા લાગ્યું.

અરે ! આ તો પેલુંજ ચીત્ર ! બાગમાં, સ્હાંજનો વખત, તલાવની પાસે, ઉમાની સાથે, યોગીની સામે !! તે ભેદ, તે ભેદ કેમ માલુમ પડયો ? પ્રભા બહુજ ગભરાઇ ગઇ, લજવાઈ ગઇ ! પોતાના ધણીએ પુછેલા સવાલનો જવાબ તે આપી શકી નહીં ! તે મનમાં

બોલી "નારાયણ, લાજ ત્હારે હાથ! હું કેમ ના પાડું!" પ્રભાનો ચ્હેરો પીલો પડી ગયો. તે ધીમાં સ્વરથી બોલી: "હા એવું ધ્યાન આવે છે કે આવું ચીત્ર મેં કદી જોયું છે ખરૂં."

"ક્યાં જોયું છે, પ્યારી?" હરીશ્ચંદ્રે વધુ સવાલ કીધો.

પ્રભાના માથામાં ચક્કર આવવા લાગ્યા! તે જેમ તેમ બોલી "હા, મેં એકવાર આ યોગીને મ્હારા બાગમાં બોલાવવાની બેઅદબી કીધી હતી. પણ, સ્વામી, હું નીરદોષ હતી. મેં તો તેનું ગાયણ સાંભલવા તેને બોલાવ્યો હતો."

"તે ગાયણ કેવું હતું?" હરીશ્ચંદરે પુછ્યું.

પ્રભાની હોશ ઉડી ગઇ! તે મનમાં વીચારવા લાગી કે આવા સવાલોમાં કાંઇ ઉંડી મતલબ સમાયલી હોય છે! તે પવીત્ર ઇશ્વરને યાદ કરીને ખરૂં બોલી "તેનું ગાયણ હતું, કાંઇક સારૂં હતું."

"તે શું ગાયણ હતું?"

"તે તો—તે તો—"

લેકીન, પ્રભાને અટકતી અચકતી જોઇને હરીશ્ચંદરે કહ્યું "તે ગાયણની પહેલી કલી આ તો નહીં હતી?'

"કઅઅર ગઅઅએ યોઅઅડેએ દીનકી પીરીમતી!"

પ્રભાની આંખોની સામે અંધારા છવાઇ ગયા! તેનું માથું ફરવા લાગ્યું! તે ઉભી રહી શકી નહીં! બેસી ગઇ! તે હટાશ થઇને બોલી "હા, એજ તે ગાયણની શુરૂઆત હતી." પછી તેણે

કલેજાને મઝબુત કરીને હીમતથી પુછયું "તમ્હને કેમ માલુમ પડયું?"

હરીશ્ચંદરે જવાબ આપ્યો "તે યોગી ખાસ મ્હારે ત્યાં આવજાવ કરે છે. મ્હનેબી તેનું ગાયન પસંદ છે. તેણેજ મ્હારી આગળ આ વાત કીધી, અને તેથી મેં આ ચીત્ર પોતે ચીતારયું છે. પણ, તે યોગી તો કહેતો હતો કે 'રાજકુંવારીએ તો મ્હારા ગાયણને બહુજ પસંદ કીધું અને મ્હને ફરીથી બોલાવ્યો' શું આ વાત ખરી છે?"

પ્રભાએ પોતાના ધણીનું મન નહીં બગાડવાને માટે જલદીથી કહી દીધું "ના. ના, તે જુઠું બોલે છે. મેં તેને કદીબી પાછો બોલાવ્યો હતોજ નહીં."

હરીશ્ચંદરે કહ્યું "એ તો હું બી પહેલેથીજ સ્હમજી ગયો હતો કે ગવઇઆઓની આદત ડીંગ મારવાની હોય છે! લેકીન આમા તો તમ્હારી ઇનકાર નથીજ કે તેનું ગાયણ કાંઇક સારૂં હતું."

પ્રભા બોલી "ના, ના, નાથ, સારી ચીઝને કોણ બુરી કહેવાની હીમત કરી શકે?"

હરીશ્ચંદરે તે સાંભળીને કહ્યું "મ્હને લાગે છે કે તમ્હે તે ગાયણ પાછું સાંભળવા માંગો છો. હું હમણાજ તેને બોલાવી મંગાઉં છું."

તે ગાયણ તો તેને બહુજ સાંભલવા ગમતું હતું. તે મીઠો આવાઝ તો તેને બહુજ પસંદ પડયો હતો, છતાં તેણે પોતાના ધણીની

સામે પોતાને ખોટું નહીં લાગી જાય તેવા ઇરાદાથી કહ્યુ "હમણાં મ્હને ગાયણુ સાંભળવાની જરૂર નથી."

હરીશ્ચંદરે મમતાથી કહ્યું "હું તે છતાં માનીશ, પ્યારી. હું તો હમણાજ જઇને બોલાવી લાઉં છુ."

તેમ બોલીને તીરની મીસાલે બાહાર નીકળીને હરીશચંદર ગયો. પ્રભા તેને રોકી શકી નહીં, તે મોટી ફીકરમાં ઊભી રહી. હૃદયમાં ખુશી અને ગમીની લહેરો ઉછાલા મારવા લાગી. મુશકેલીએ દશ મીનીટ ગઈ હશે કે સીતારના સુર સાથ ગોગીની રસીલી તાન સંભલાઇ.

"કુઅર ગઅઅઅે થોઅઅડેએ દીનકી પ્રીતીઇ—"

અહહા! તેજ દીલ આકરષી લેનારો આવાઝ! તેજ હૃદય ભેદી પ્રભાવ! તેજ મનોહરતા! અને તેજ બધું કે જેનાથી તેનું મન મોહીત થયું હતું! એક પલમાં ગોગીની મોહીની મુરતી દેખાઇ! તેજ મતવાણી અને તેજ રૂપ! ચ્હેરાપર મનદ મનદ હસ્તું હતું! પ્રભાએ તેની તરફ નીચે નમાવેલી આંખોએ જોયું! એકાએક તેનું હૃદય ઉછથી પડયું! તેની આંખો આગલથી એક પરદો ગોવા ખસી ગયો! આંખોમાં આંસુ સાથે તે પેલા ગોગીના પગો આગળ પડી ગઇ, અને ગલગલા આવાઝે બોલી "પ્યારા પ્રીવતમ!"

હરીશ્ચંદ્રની આજે સાચી જીત થઇ! તેણે પ્રભાને ઉઠાડીને પોતાની છાતીએ લગાડી લીધી. તેઓના જીવ એક થઇ ગયા! હરીશ્ચંદરે પોતાની મોહરદારને પુછયું "પ્યારી, હું ત્હારા બગીચામાં

યોગીનો વેશ લઇને ત્હને જોવા આવ્યો હતો, અને તું સંગીતની શઓકીન હોવાથી મ્હારા ગાયણપર ખેંચાઈ ગઇ."

પ્રભાએ માયાથી જોઇને કહ્યું "યોગી બનીને તમ્હે જે મેલવી શકયા તે રાજકુંવર રહીને કદાચ તમ્હે ન મેલવી શકયા હતે મ્હારા પ્રાણ! હવે તો તમ્હે મહારા પતીબી છો અને પ્રીયતમબી છો! લેકીન, યાદ રાખો યોગીજી કે તમહે મહારા લગન પછી આજે મલ્યા તેથી તમહારૂં વચન તમહે ખોટું પાડીને તમહે મહને દગો દીધો."

"હા, દગો તો દીધો, વહાલી, પણ તે દગો કેવો?"

"મીઠડો દગો!"

એટલું બોલીને પ્રભા પોતાના પ્યારા ધણીના હાથોમાં જઇને પડી.

# ઓસ્પીતલમાં બરદાસ્ત!

(૧)

રફતા રફતા સુધારાઓ જે થાય છે તેથી ઓસ્પીતલની ધાસ્તીબી હીન્દુસ્તાનના આપણા હીન્દીઓમાંથી દુર થાય છે લેકીન, હજી મોટે ભાગે કેટલાક દેશીઓ જે ઓસ્પીતલની તરફ ધીકકાર ધરાવે

છે. અને તેને માટે ધાસ્તી રાખે છે તેનું એટલુંજ. કારણ છે કે ઓસ્પીતાલોમાં બરદાસ્ત બરાબર થતી નથી અને માવજત કરનારાઓ ગરીબ દરદીઓને ઘણાજ હયરાન કરે છે–આ બાબતમાં આપણી વારતા છે.

જેવી રીતે રોજ હાથમાં પુસ્તકો લઇને કોલેજમા જતો હતો તેમજ તે દીવસેબી હું કોલેજમાં જવા નીકળ્યો હતો. મગર તે દીવસે વખતનો ખાસ ફેરફાર થયલો હોવાથી હું અગીઆર વાગતે ઘરથી નીકળ્યો હતો. કોલેજમાં જવાને રસ્તે ઓસ્પીતલ આવતી હતી. હું જ્યારે ઓસ્પીતલ આગળ જઇ પહોંચ્યો ત્યારે મેં જોયું કે ભાડેની એક ગાડી ઓસ્પીતલના કમ્પાઉનડના દરવાઝા આગળ ઉભી રહી. ગાડીવાળો ઘોડાની લગામ ચાબુકમાં લપેટીને નીચે ઉતર્યો અને ગાડાનો દરવાઝો ખોલીને બોલ્યો "ઉતરો."

ગાડીની અંદર એક તરફની ગાદીપર એક બાઇ નીસાસો નાંખીને બેઠી હતી, તેની ગોદમાં એક બચ્ચું હતું, બાઇના ખભાંપર હાથ મુકીને સામેની બેઠકપર પગ ટેકવીને એક બીમાર મરદ અરધો સુતેલો અને અરધો બેઠેલો જેવો પડેલો હતો, જેના શરીરમાં મેલા અને ફાટા કપડાં હતાં. તે બાઇએબી એક હલકી કીમતની સાડી પહેરેલી હતી, અને બચ્ચાના શરીરપર જે કુરતું હતું તે એટલું તો ન્હાનું હતું કે બચ્ચાની છાતી અને પીઠ તેનાથી ઢંકાતી હતી અને તે સીવા તમામ શરીર ખુલ્લુ હતું.–ગાડીવાને "ઉતરો" કરીને કહ્યું. લેકીન પેલી બાઇએ તેની તરફ દયામણે ચહેરે જોઇને કહયું "ઓસ્પીતલના કમ્પાઉનડ અંદર તો લઇ જા ભાઇ."

ગાડીવાને તે સાંભલીને છેડાઇ પડીને ઝોરથી કહયું "હવે તે અંદર કયાં લઇ જાય? દશ આનાના પૈસામાં એટલી બધી હલામત? મહેનદરના રસ્તાપરથી લઇ આવ્યો, અને બીમારને ગાડીમાં બેસતાજ કેટલી બધી તો ખોટી થઇ! હવે ઉતારતા વલી વખત લાગશે! એટલી વારમા તો હું બે ભાડા કમાઈ લેને."

હું ગાડી પાસે ઉભો રહી ગયલો હતો અને ગાડીવાલાની તકરાર સાંભળતો હતો. પેલી બાઇએ મારી તરફ દયામણો ચહેરો ફેરવ્યો. મ્હને તે ગરીબ બાઈ માટે દયા આવી ગઇ અને મેં ગાડીવાનને ધમકાવ્યોઃ "તો શું તું રસ્તામાંજ ઉતારીને ચાલી જશે? પટણાના ગાડીવાલાઓને મીઝાજ કેટલો બધો છે? જા, ગાડી કમ્પાઉનડની અંદર લઇ જા કે બીમારને ઓસ્પીતલનો કમ્પાઉનડ આખો ચોલવાની તકલીફ નહીં પડે."

ગાડીવાલો મનમાં અને મનમાં બડબડીને ગાડીપર જઇ બેઠો અને કમ્પાઉનડના દરવાઝાપરથી ગાડી અંદર લઇ ગયો. મ્હને પેલી ગરીબ બાઇ અને તેની સાથના ગરીબ બીમાર તરફ કુદરતી દયા ઉપજી અને હું તેમની પાછલ પાછલ ઓસ્પીતલના કમ્પાઉનડમાં દાખલ થયો. જ્યાં રોગીઓને ઉતરવું પડે છે ત્યાં જઇને તેણે ગાડી ઉભી રાખી. ઓસ્પીતલના દરવાઝાપર માણુસ તે વખતે કોઇ હતુંજ નહીં! વહાં ત્યાં શોધતા રાજાના ચોકીદાર જેવો હાથમાં દંડા સાથનો એક આદમી જણુાયો! તેને પેલા બીમારને ઉતારવા માટે કહયું તો તેના "પોઝીશન"ને ધોખો પહોંચી ગયો! મેં તેની દાઢીમાં હાથ નાંખીને ઘણો સ્હમજાવ્યો તો તે એક ખાંડી મીઝાજ કરીને પછી બીજા માણુસોને બોલાવવા ગયો!!

પેલો જઇને બે માણુસોને લાવ્યો જેઓએ આસમાની રંગના કપડાં પહેરેલા હતા અને માથાના લાંબા લાંબા બાલ હતા. તેઓએ આવીને પહેલા તો ગાડીમાના પેલા બીમાર અને તેની સાથની બાઇ તરફ માથાથી પગ સુધી ટીકી ટીકીને જોયું. અને બીલકુલજ સુતરાઉ બીમાર જોઇને મોઢ કુમલાવ્યા! અને તે પોતેજ બીમાર પડી ગયા હોય તેમ નબળા થઇને તેઓએ પેલા ગરીબ દરદીને જેવો તેવો હાથ આપ્યો! એકે બીમારની બગલમાં હાથનો ટેકો દીધો અને બીજાએ પગ પકડ્યો અને જોરથી તેઓએ એકજ સપાટામાં તે ગરીબ બીમારને ગાડીમાંથી બહાર ખેંચી કાઢ્યો! રોગીની છાતીમાંથી એક "હાય" નીકળી પડી!

તેઓ એક મુવેલા જાનવરની લાશ લઇ જતા હોય તેમ તે મુફલીસ બીમારને ઘસડતા ઘસડતા લઇ જવા લાગ્યા. જે જોઇને મેં બુમ પાડી "અરે એ શું કરો છો? એને મારી નાંખશો કે કેમ?"

મારૂં સાંભલીને તે બેમાના એકે બેદરકારીથી કહયું. "મારી નાંખવાજ માટે તો એને યહાં લાવેલા છો."

પેલી બાઇએ તે સાંભલીને મારી તરફ ચહેરો ફેરવીને ગલગલા સાદે કહયું "દયાળુ ભાઇ, તમે એઓને કહો કે એમને છોડી દે- હું પોતે એમને ઓસ્પીતલની અંદર જેમ તેમ લઇ જઇશ. હું તો એમને જેમ તેમ કરીનેબી સંભાલીને લઇ જઇશ, પણ ઓસ્પી· તલના આ ઘાટકી નોકરો તો એમ ઘસડીને લઇ જતા એમને પુરા મારી નાખશે!" અને તે બાઇ તેટલું બોલતાંજ રડી પડી.

મેં તે બાઇને કહ્યું "થોભી જાઓ તમારેથી એ કામ નહીં બનશે. હું એમને અંદર પહોંચાડીશ."

મેં તુરતજ જઇને પેલા ઘાતકી કસાઇઓને દુર કીધા, અને પેલા બીમારને મ્હારી મદદ આપીને હલવે હલવે ઓસ્પીતલની અંદર લઇ ગયો. અંદર જતા મ્હને બીજા દરદીઓએ જે ખાતલી બતાવી ત્યાં મેં તે દરદીને સુવાડયો. તે પછી ત્યાંથી પસાર થતા ઓસ્પીતલના એક નોકરને મેં પુછ્યું "ડાકટર સાહેબ કયારે આવશે?"

તો તે કોઇ મોટો અમીર હોય તેમ મારા બોલ્યાની કાંઇબી પરવાહ કર્યા વગર ચાલતો ચાલતોજ કાંસી કુંસીને બોલ્યો "ઉંહ! ડાકટર સાહેબ નાશતો કરીને ઝરા આરામ લે છે!"

મેં તેને પાછો સવાલ કીધો "કયારે આવશે?"

"જ્યારે તેમની મરઝીમાં આવશે ત્યારે!"

અને તેમ બોલીને તે બેદરકાર નોકર ત્યાં ઉભો રહયા વગર ચાલ્યો ગયો અને મેં જોયું કે તે કમપાઉન્ડમાના એક ઝાડની નીચેના બાકડાપર જઇને ખુશાલ બેસી ગયો।

બીજો એક ઓસ્પીતલમાનોજ ચાકર ત્યાં આવ્યો તો તેનેબી મેં ડાકટરને માટે પુછ્યું, તેણે જવાબ આપવાને બદલે અમારી તરફ થોડો વખત જોયું, અને પછી જવાબ આપ્યા વગરજ મીઝાજ કરી જતો રહયો!!

---

હું દાંતમાં આંગલી કરડતો રહી ગયો! અરે, લોકો ધરમ કરીને દરદીઓ અને ગરીબોને માટે ઓસ્પીતલો બંધાવે, ડાકટરોને અને

ઓસ્પીતલોમાંના નોકરોને ગરીબ દરદીઓની સારવાર માટે રાખે, અને આ તે કંઇ જાતનો કારોબાર? મુફલીસોને માટેની ઓસ્પીતલમાં મુફલીસોની બરદાસ્ત લેવાને બદલે તો તેઓને હલકા પગારનાં નોકરો ગોયા ઠોકરથી ઉડાવે! સાવ અનઘેર! ગરીબોની સારવારને બદલે તેઓ પર સીતમ!!

(૨.)

પાસેની એક ખાટલીપર કોઇ બીજો દરદી પડેલો હતો જેણે એક નીસાસો ખેંચીને કહયું "ભાઇ કયાં આ બીચારાને લાવ્યા છો? આ શફાખાનુ નથી ગોયા જહનનમનું એકખાનુ છે. યહાંના દરેક નોકરને જ્યાં સુધી હાથમાં પૈસા નહીં આપશો ત્યાં સુધી તે હીલશેબી નહીં. દરદીની બરદાસ્ત તો શું લેશે? દગલે અને પગલે બક્ષીસ નહીં આપશો તો દવાબી નહી આપશે, દુધબી દરદીને નામે લાવીને પોતેજ પી જશે, પાણીનું એક ટીપુબી દરદીને નહી બતાવશે. કાંઇ કહેવા જશો તો તાના શાહનો સાલો હોય તેમ વાતબી કરવા ઉભો નહીં રહેશે!"

મેં પેલી બાઇની તરફ જોઇને કહયું: "અફસોસ! યહાં તો આમ બાબત છે."

"હું શું જાણું કે આવી બેદરકારી છે!" પેલી બાઇ અફસોસ કરીને બોલી "નહીં તો હું એમને યહાં લાવીજ નહીં હતે." અને પછી ચુપ થઇ જઇને એક નીસાસો ખેંચીને તેણે આગલ ચલાવ્યું "પણ શું કરૂં? યહાં લાવ્યા વગર છુટકોજ નહીં હનો. ઘરમા ડાકટર બોલાવવા માટેની શકતીજ નહીં; દવા લાવવા માટેના પૈસાજ નહીં,

તો પછી લાચારીએજ ઓસ્પીતલનો આશરો લેવો પડયો! અને, યહાં તો આવો ઝુલ્મ છે. અફસોસ! આ દુનીયામાં કેટલા બધા બેકદર બેરહેમ કસાઇ જેવા નમકનાશનાસ આદમીઓ વસે છે કે જેઓ જે કામને માટે પોતાની રોટી મેળવે છે તે કામબી કરતા નથી અને તે ઉપરાંત દયાનો એક છાંટોબી દીલમાં ધરાવતા નથી!"

તેટલા એક બીજા રોગીએ ધીમેથી કહયું "ત્હમને દરદીનું નામ લખવવા જવું પડશે-કેમજે નામ લખાવ્યા વગર કોઇબી દરદીને એક કલાકબી યહાં રાખતા નથી."

તેથી નામ લખાવવા જવા માટે મેં પેલા મારી સાથે આવેલા દરદીને પુછયું "આપનું નામ શું છે?"

"નાસીરૂદીન આહમદ." તેણે જવાબ આપ્યો.

મેં બીજો સવાલ કીધો "આ છોકરો તમ્હારો છે કે?

"હા ભાઇ." તે ગરીબ બીમારે જવાબ આપતા કહયું, અને પછી વધાર્યું "એ બચ્ચું મ્હારૂં છે, અને આ મ્હારી મોહરદાર છે" અને તેણે એક નીસાસો ખેંચ્યો. મ્હને તેને માટે ઘણી લાગણી થઇ આવી અને મેં પુછયું "શું તમો લોકોને કોઈ જોવાવાલું સગું વ્હાલું નથી?"

નાસીરૂદીનની મોહરદારે કહયું "નહી"

મેં પુછયું "આપ લોકોનું મકાન કયા મોહલ્લામાં છે?"

"મહેનદરમાં."

મેં ગરીબ નાસીરૂદીનની મોહરદાર તરફ જોઇને કહયું "મ્હારૂં ઘર નઝદીકમાંજ છે. હું સ્હાંજ સ્હવારનાં આવીને એવણુની ખબર

પુછશ. તહમે હવે સીધારો, તમે યહાં રહો એ ઠીક નહીં. લાપરવાહ આદમીઓના આ મકાનમાં તમને બહુ તકલીફ પડશે."

"તમહે જાઓ," નાસીરૂદીને મોહરદારને કહયું "પાક ખુદાનો મોકલેલો આ ફરીશતો મારે માટે યહાં ડાકટર સાથે બંદોબસ્ત કરશે. માટે તમ્હે બચ્ચાને લઇને બે ફીકર ઘરજાઓ."

ડાકટર તેના ધણીને ઓરપીતલમા રાખવાની રજા આપે ત્યાં સુધી તે બેઠી, અને પછી તે જવા નીકલી. મેં તે મુફલીસ અને ઠાકેલી બાઇને કહ્યું "તમારા ધણી માટે ચીંતા નથી, તેવણુને રાખવા માટે ડાકટરે હુકમ આપેલો છે, અને હવે તમે ઘર સીધારો. હું તમહારે માટે ગાડી બોલાઉં છું."

"રહેવા દો ભાઇ, હું પગે જઇશ." તે બોલી.

મેં જેયું કે બીચારી ઠાકેલી હતી અને વલી હાથમાં બચ્ચું હતું, જેથી બહોંસ કરીને એક બંધ ગાડી બોલાવી તે બાઇને તેના બચ્ચાં સાથે ગાડીની અંદર બેસાડી, અને હું ગાડીવાન પાસે બહાર ગોઠવાયો.

તે બાંઇના કહેવા અનુસાર ગાડી મહેનદર મોહલ્લામાં એક કંગાલ મકાન નઝદીક ઉભી રહી તે બાઇ નીચે ઉતરી, અને તે ઘરનાં નીચલા ભાગની એક બોલીને લગાડેલું તાલુ બોલી નાંખી તે અંદર ગઇ. મેં તે દીવસે એક પુસ્તક ખરીદવા માટે ઘરથી પીતાજી પાસેથી એક રૂપીઓ લીધેલો હતો જે રૂપીઓ ખીસામાંથી કાઢયો અને તેમાંથી ગાડીવાનને ભાડુ ચુકવી આપ્યું. મેં ગાડીનું ભાડું આપ્યું, તેથી તે બીચારી ઘણી શરમીન્દા થઇ, મગર તેના ઉપકાર શબ્દો

સાંભળ્યા વગરજ મેં કહયું "હું પાછો ઓસ્પીતલમાં જાઉં છું. સ્હાંજના તમહને તમહારા ધણીના સારા સમાચાર આવીને કહીશ."

તે પછી ઓસ્પીતલમાં ફરીથી જવા પછી મેં નાસીરૂદીનને પુછ્યું "હમણા આપની તબીયત કેમ છે વારૂ?"

તે ગરીબ દુઃખી બીમારે ગલગલા સાદે જણાવ્યું "શું કહું? જેટલી જલદીથી ઝઘડો સાફ થઈ જાય તેટલું સારૂ."

તે સાંભળીને મેં કહયું "તમે એ એવી કેવી વાત કરો છો? એટલા બધા બીહોછો કેમ? તમને એટલું બધુ તે શું થયું છે જે ગભરાઇ અકલાઈ જાઓ છો? થશો, પાક પરવરદીગાર કરશે તો સારા થઇ જશો."

"મહને શું થયું છે તે તમહે જાણવા માગો છો?" નાસીરૂદીને મ્હારી તરફ જોઇને આંખોમાં પાણી લાવીને કહયું "શું તમ્હે મ્હારા આ શરીરને જોઇને એમજ સમજો છો કે મહારી દેહમાજ દુઃખ છે! નહીં, નહી, મારી દેહ ઉપરાંત મહને મોટું દુખ મનનું છે, મનના દુખની ભારી તકલીફ આગળ તનનું દુખ તો કુચ્છ બીસાદમાં નથી. હું મ્હારી મોહદાર સાથ લડ કરીને ઝીદ્દી બનીને ઓસ્પીતલમાં આવ્યો છું. મુફલીસોની માવજત ઓસ્પીતલમા કેવી રીતે થાય છે તે હું જાણું છું અને તેથીજ હું યહાં મરવા માટે આવેલો છું. મહારી ગરીબ મોહરદાર ઘરમાં મહારા દુઃખ પાછળ પોતે પછડાઇને બીમાર થઇ જાય તે અગાઉ ઓસ્પીટલના આદમીઓથી દવા અને દયા વગરની લાપરવાહીના સબબે જલદીથી જો મરી જાઉં તો મહારી આશા પુરી થાય, અમારો ઝઘડો સાફ થઇ જાય!"

મ્હારી તો તે વખ્તે ઉમરજ શું હતી? હું તો તે બીચારાની વાત કાંઇ બરાબર સમજી શકયોજ નહીં. મ્હારો ચહેરો જોઇને તે સમજી ગયો કે તેની વાત મ્હારા ધ્યાનમાં કાંઈ ઉતરી નહીં હતી, જેથી તે બોલ્યો "આપ સમજ્યા નહીં? કાંઇ નહીં કોઇ દીવસે મઓકો મલતાંજ જાણુશો."

અમારી વાતચીત એક દરદી સાંભલતો હતો, તેણે ઉપર ટપકે થી વાત સાંભલીને અને મ્હને જોઇ જોઇને કહયું "જનાબ! આપ લોક જો પૈસાવાલા આદમી હોવ તો આ કમરામા કામ કરતા નોકર ચાકરોને બોલાવીને તેમના હાથ દાબશો તો ગુલામ થઇને રહેશે, નહીં તો નોકરો નારાઝ થઈ જશે તો એવો ભેદી માર મારશે કે તે મારનો આવાઝ નહીં થશે અને દુખ ઘણું ખમવું પડશે."

"શું ડાકટર આગલ નોકરોની ફરીયાદ કરો તો ગરીબોની દાદ નહીં લેવાય?" મેં પુછ્યું.

"ગરીબની વાત કોણ સાંભલે છે?" પેલા દરદીએ કહયું "અને બોલોબી તો કેમ? ડાકટર તો આવતાંની સાથેજ 'કેમ રે કેમ છે?' એમ બોલીને જરા હાથ પકડી જીભ કઢાવીને દોડાદોડી કરીને દોડી જાએ છે! કાંઈ બોલો તો તે બેહરો કે મુંગો હોય તેવો બની જાય છે! અને જો વધારે વાત કીધી તો 'ચુપ રહે જે પુછું તેનો જવાબ આપ' એમ વકીલની મુઆફેક દમ ભરાવીને પછી ચાલી જાય છે!"

"અને જો પૈસા ખરચો તો?" મેં પુછ્યું.

"હા, ગરીબોને માટેની ઓસ્પીતલ તો કહેવાય છે, પણ દગલે પગલે પૈસા ખરચો નહીં તો ગરીબો બીચારા કુતરાને મઓતે મરી જાય! જુઓ, સામેથી આ કમરાનો વડો નોકર જાય છે, એને બોલાવીને કાંઇ આપવા કેહશો તો આ બીચારાની કાંઇ દાદ લેવાશે, નહીં તો બેદાદીથી ભુખે ઠોકરાઇને મરી જશે. મ્હારી ઓરતબી ઘરના કપડા વાસણ વેચી પૈસા કરી લાવે છે અને હું એ બરહેમ કસાઇઓને તે આપું છું ત્યારેજ એમની છુરી ચાલતી અટકે છે."

મેં પેલા નોકર તરફ જોયું અને તેને બોલાવ્યો. તે તો પેલોજ હતો જે રાજાના ચોબદારની મુઆફેક હાથમાં દંડો સોટો લઇને ઓસ્પીતલના દરવાઝાપર ઉભો હતો! મેં તેને બોલાવીને કહયું "જુઓ, આ દરદીની જરા ખબરદારી રાખતા રહેજો. ઘણો સારો બંદોબસ્ત કરજો, તમહને તેના બદલામાં હું ઇનામ આપીશ."

ઇનામની વાત સાંભલીને તેની કાલી દાઢી મુછોની અંદરથી પાનથી રંગાઇ ગયલા દાંતો જણાયા. મગર તેણે પોતાની અકડ તો નહીંજ છોડી હતી! છતાં તે કાંઇક મુલાયમ સુરથી બોલ્યો "ઠીક છે સાહેબ."

તે વખ્તે મહારી પાસે તેને આપવા માટે પૈસા નહીં હતા જેથી જેમ ઉધાર ખાનાર ઘરાક કરતાં રોકડા પૈસા આપનાર ઘરાકની વધારે ખાતરદારી દુકાનદારો કરે છે તેમ તેણે ફક્ત "ઠીક છે સાહેબ"જ કીધું અને પછી થોડો વખ્ત યહાં ત્યાં ફેરા મારીને તેણે મારી આગલ આવીને કહ્યું "ડાકટર સાહેબ હમણા આવનાર છે તેથી તમે યહાંથી ચાલી જાઓ. બહારનાં માણસોને ડાકટર સાહેબ આવે ત્યારે ઉભા રહેવાનો હુકમ નથી."

હું સમજી ગયો કે મેં તુરતજ પેલાને પૈસા આપ્યા નહીં તેથીજ તેણે છેડાઇને મને કાઢયો હતો, પણ તે વખતે ગુપચુપ ચાલી જવા સીવા કાંઇ ચારોબી નહીં હતો કેમજે મારી પાસે પૈસા નહીં હતા! હું મ્હારા મુફલીસ મીત્ર નાસીરૂદીનની રઝા લઇને તે કમરામાથી નીકલ્યો, અને ઓસ્પીતલની બાહાર જતો હતો, કે મેં એક ઓરડામાંથી કોઇ દરદીનો રડવાનો અને કકલવાનો સાદ સાંભ-લ્યો. હું ઉભો રહી ગયો, મેં સાંભલ્યું અને અંદરથી આવાઝ આવ્યો "મરી જાઉં છું હજુર, મરી જાઉં છું, ધીરે ધીરે નશતર કરો."

તે પછી બીજો આવાઝ આવ્યો "હરામખોર ઢોંગી કહીનાં, એટલા બધા બુમબરાડા શાના પાડે છે? નશતર તે કાંઇ મસકો છે કે નરમ નરમ લાગે! જરા ભોકાય તો ખમી લે. વધારે બોલશે તો વધારે ભોકી દઇશ!"

તે કોઇ ડાકટર હતો, પણ તેના બોલવાપરથી તે એક ધાટકી અને હલકા ખવાસનો ડાકટર હોવો જોઇએ કેમજે તે પેલા કોઇ ગરીબ દરદીને ગાળ દઇને વાત કરતો હતો અને વધારે ઝોરથી નશતર ભોકી દેવાની ધમકી આપતો હતો! એવા કસાઇઓ ડાક-ટરના આશીરવાદી ધંધામાં પડતાબી શું કામ હશે?—તે પલીદ આદમીએ ખરેખરજ ઝોરથી નશતર ચલાવ્યું હશે કેમજે પેલો ગરીબ દરદી બીજીજ પલે મોટે મોટે બરાડ પાડવા લાગ્યો!

મ્હારા કાનોને કંપારી લાગી, હું જ્યાંથી આવાઝ આવતો હતો ત્યાં દોડી ગયો, તો મેં દરવાઝો બંધ જોયો. અને એક નોકરને તે

દરવાઝાપર ઉભેલા જોયો. મ્હને જોઇને તે નોકરે કહ્યું "યહાંથી જાઓ, નહીં તો ત્હમને ઝબરદસ્તી બહાર કાઢી મુકવામાં આવશે."

હું તે ઓસ્પીતલ બલ્કે ગરીબોના કસાઇખાનામાંથી ઘણો દુખી દીલે બહાર પડયો. અરે, કેવો આશીરવાદી ધંધો! અને તેને કંગાળ ખવાસના નીચ લાલચુ માણસો કેમ અયબ લગાડતા હતા!!- તે દીવસે હું કોલેજમાં જઇ શકયો નહીં, મગર કોલેજમાંના એક મીત્રને બાહર મલ્યો.

તેણે મ્હને પુછયું "કેમ આજે આવ્યા નહીં?"

મેં જવાબ આપ્યો "આવવાને વાસ્તે ઘરથી તો નીકળ્યો હતો, પણ રસ્તામાંજ અટકી ગયો." અને તે પછી તે મીત્રને મેં બનેલા બીના કહી, અને છેવટે ઉમર્યું "ભાઇ ઓસ્પીતલબી કેવી એક ભયાનક જગા છે!"

મ્હારા મીત્રે હસીને કહ્યું "આપણા હીંદુસ્તાનના લોકોમાં એજ તો વ્હેમ અને વસવસો છે. ઓસ્પીતલથી તેઓ બીહે છે! યુરોપીયન લોકોની તો જરાક તબીઅત બીગડી ગઇ કે બાલ બચ્ચાંને છોડીને તુરતજ ઓસ્પીતલમાં જાય છે, અને આપણા દેશીઓને તો ઓસ્પીતલનું નામ સાંભળીને પેટમાં મોટા ધાસકો પડે છે! ઓસ્પીતલમાં બરદાસ્ત જેવી રીતે થાય છે તેવી રીતે ઘરમાં કયાંથીજ થાય? ઓસ્પીતલના જેવી સગવડ બીજે કેઠેબી નહીં મલે. ચોવીસ કલાક સુધી મોટા મોટા ડાકટરો અને નોકરો, ચાકરો, નરસ વગયરાનો ખુબ અચ્છી તરેહનો બંદોબસ્ત ત્યાં રહે છે."

મેં મ્હારા દોસ્તને પુછયું "ભાઇ, ત્હમે કદી ત્હમારી પોતાની આંખોથી જોયું છે કે એમજ અલલટપપુ સુની સુનાઇ વાત સાંભળી ને એ.સ્પીતલનાં વખાણ પર વખાણ કરો છો?"

"નઝરેનઝર મેં જોયુ" મ્હારા મીત્રે ઉકમાઇ લઇને વાત કીધી. "આપણી કોલેજના ઇંગ્રેઝીના પ્રોફેસર બીમાર હતા તેવણને હું જોવા ઓસ્પીતલમાં ગયો હતો. વાહ, શું સરસ બંદોબસ્ત હતો. નરસો આખો વખત ફરતી હતી. બીછાના અને ખાવા પીવાના તથા બીજી ગોઠવણ ઘણીજ અચ્છી હતી."

મેં કહ્યું "ભાઈ, જરા ધીરે! તે ઇંગ્રેઝીનો પ્રોફેસર હતો, અને તવંગર હતો. જરા મ્હારી સાથે કાલે આવીને જોજે તો ખરા કે ગરીબોની ઓસ્પીનલમાં બરદાસ્ત કેવી રીતે થાય છે! સાહેબ લોકો પોતાના કુતરાનીબી બરદાસ્ત સારી રીતે લેતા હશે મગર આપણા દેશીઓથી આપણા ગરીબ હમવતનીઓ ઠોકર ઠાકરે મરાય છે તે જરા મ્હારી સાથે ચાલીને જોજે તો ખરા."

(૩)

બીજી સહવારે હું મુફલીસ નાસીરૂદીન આહમદના મકાન પર તેની ગરીબ મોહરદારને જોવા માટે અને તેને ધીરજ આપવા માટે ગયો, તો મે તેના મકાનના દરવાઝા બહાર ઘરની એક ઘણીજ ભપકાદાર બે ઘોડાની જોડીની ગાડી ઉભેલી જોઈ! હું વીચારમાં પડી ગયો! બીચારા ગરીબોને રૂપ્યાના વાખા, તેમને જોવાવાલું કોઇ નહીં, છતાં ત્યાં જોડીની ગાડી! મગર, બીજીજ પલે મેં મ્હારા ખીયાલાતોપર હસી લીધું! હું મનમાં બોલ્યો "શાયદ, ઉપરના કે

પાસેના ઘરના મજલાવાની ને ગાડી હોય, અથવા કોઇએ છાંયો જોઇને ત્યાં ગાડી ઉભી રખાવી હોય."

દરવાજો બંધ હતો. મેં તેને દબાવ્યો તો તે અઘગો હોવાથી ખુલી ગયો, તે ખુલતાંજ મેં ત્યાંજ ઉભા રહીને પુકાર્યું "કોઈ છે?"

તે સાંભળીને અંદરથી કોઇ મરદનો આવાઝ આવ્યો! "કોણ છે, ભાઈ?"

હંય મરદનો આવાઝ! મેં જવાબ આપ્યો "હું મીયા નાસીરૂદીન આહમદની ખબર કહેવા આવ્યો છું. સારા સમાચાર લાવ્યો છું."

મ્હારૂં સાંભલીને થોડે વારે ભપકાદાર પોશાકમાં સજ્જ થયલો કોઇ મરદ મ્હારી સામે ચાલી આવ્યો! લગભગ ચાલીસ વરસની ઉમર હશે, નનનીસી ઠુમરી દાઢી અને મુછ હતી જેના બાલ કાંઇક સફેદ થયલા હતા, ખાંધપર રેશમી દુપટટો હતો. તે મ્હને સલામ કરીને કહેવા લાગ્યો "જનાબ, અંદર પધારો. બહેન રઝીયાએ મ્હારી આગલ ત્હમારે માટે કહયું છે. આપની ભલાઇ માટે તો આપના પગની ખાકભી ઉઠાવીને ચુમવી સઝાવાર છે." અને તે ભપકાદાર પુરૂષ મ્હારા પગોપર હાથ મુકીને પગે લાગવા પડયો!

"અરે! આપ એ શું કરો છો?" આપ લગભગ મ્હારા પીતાની ઉમરના છો, અને આપ મ્હને પગે પડો એ શોભેબી વારૂ?"

તે ઘણી લાયકીથી બોલ્યો "આપ એક પીરીશ્તા છો. આપે ગોયા મ્હારા બહેનવીનો જાન બચાવ્યો છે. રઝીયા મ્હારી બહેન થાય છે અને નાસીરૂદીન આહમદ મ્હારા બહેનવી થાય છે. મ્હારૂં નામ

સલીમ છે. ઘણા ઘણા વરસો સુધી હું વેપાર માટે બાહાર બીજા શહેરોમાં ફરતો રહયો જે દરમયાન મ્હારા બહેનવી નાસીરૂદીનને મ્હારા પીદર સાથે ખટપટ થઇ અને મહીનાઓ થયા એઓ પીદરથી જુદા પડીને યહાં આવી રહેલાં છે. મહેલ જેવું મકાન છોડીને મ્હારાં બહેનવી આ ગરીબ મકાનમાં આવી રહીને દુખમાં દહાડા કાઢીને ઘણી જંજાળ અને સીતમને અનુભવી રહયાં હતાં, ગઇ કાલે સંહાંજનાજ હું ઘર ફરીયો અને મેં જયારે પીદર સાથની એઓની પંચાતી જાણી ત્યારે આજે હું એમને લઇ જવા આવ્યો ત્યારે ગરીબી અને દુખનો અહેવાલ જાણ્યો! મ્હારી બહેન માનતી નથી, મેહેરબાની કરીને તેમને આપ કહો કે પીદરને ત્યાં આવી રહે."

તેજ વખતે અંદરથી રઝીયાનો આવાઝ આવ્યો "બાઇ સલીમ એ નેકીના શીરીશતાને અંદર બોલાવીને જરા ચા પાણી લેવા તો કહો."

સલીમ સાથે હું અંદર ગયો. રઝીયાએ ઉઠીને મ્હને આવકાર આપ્યો. મ્હને જોવાથી તેની આંખોમાં આંસુ ઉતરી આવ્યાં!

સલીમે પોતાની બહેન તરફ જોઇને કહયું "રઝીયા! ચાલો મ્હારી સાથે, બચ્ચાને લઇ લો, બહાર ગાડી ઉભી છે. હવે નારાઝી જવા દો. બાપપરબી કોઇ નારાઝ થતું હશે? આપણા પીદરનો મીઝાજ તો જાણો છોજ કે કેવો છે! જરા જેટલી વાતપર આટલો મોટો ઝહઘડો કરીને ચાલી જવું નહીં હતું! હું જો હતે તો ત્હમે લોકો એમ યહાં મુફલીસીમાં ડુબી જવા માટે આવ્યાજ નહીં હતે. હવે તો જે થયું એ થયું. ચાલો ઘરે."

"રઝીયા" તેના ભાઇએ જરા ઝોરથી હવે વધારયું "તમ્હારૂં બચપણુ શું હજી ગયું નથી કે એક બચ્ચાની મુઆફેક ઝીદ્દી બનો છો? યહાં એકલી આ બાળક સાથે કેમ રહેશો? આટલો બધો ગુસ્સો? મહીનાઓના મહીના ગુઝરી જવા છતાંબી આટલો બધો ગુસ્સો? પીદર જેવા પીદરપર ગુસ્સો?"

રઝીયાએ કહયું "સલીમભાઈ, મેં પીદરપર ગુસ્સો નથી કીધો, પાક પરવરદીગાર શાયદ છે કે હું પીદરપર ખફા નથી. અગર જો તેવણુ મ્હને મારતે કે ઘરની બાહાર કાઢતે તો હું પાછી તેમને પગે પડીનેબી તેમના ઘરમાં જઇ રહેતે. લેકીન, હું મ્હારા ધણીની એક ફરમાબરદાર મોહરદાર છું, મ્હારા ધણીના બોલને હુકમ સમાન સમજી તે માથે હું ચઢાઉં છું. પીદરને મ્હારા ધણી સાથે પંચાતી થઇ, અને પીદરે તેવણનું અપમાન કીધું. નાસીરૂદીને મ્હને પોતાની સાથે ચાલી જવા કહયું. હું તેમના હુકમને તાબે થઇને બચ્ચું લઇ પીદરના મકાનથી બહાર પડી. અમે તમ્હનેબી જણાવ્યું નહીં. જણાય છે તેમ પીદરેબી તમ્હને એ પંચાતી માટે લખ્યું નહીં અને આજે જ્યારે તમ્હે જાણો છો ત્યારે એટલુંબી વધારેજ જાણો કે મ્હારો ધણી ત્યાંજ હું—અગર જો મ્હારા પીદર એક બાદશાહ હોય અને મહેલમાં રહેતા હોય અને મ્હારા ધણી એક ગરીબ મુફલીસ હોય અને ઝુંપડીમાંબી રહેતા હોય તોબી મ્હારે એક વફાદાર મોહરદાર તરીકે મ્હારા ધણીનીજ સાથે રહેવું જોઇએ, તેથી હું તેમની સાથે પીદરનું ઘર છોડી આવી, અને યહાં અમોએ મહી-

નાઓના મહીનાઓ સુધી ધણી મુશ્કેલીસી જોઈ છે. અરે, મ્હારા ધણીના દુખ વખતે દવા કરવા સારૂબી અમારી પાસે પૈસા નહીં હતા, અને તેથી હું તેમને ઓસ્પીતલમાં લઇ ગઇ છું." અને યહાં રઝીયા છાતી ભરાઇ આવવાથી નવધાર આંસુએ રડી પડી.

"હવે તમો રડો ના" સલીમે કહયું "બ્હેન, ના રડો. મગર, મ્હારી સાથે આપણે ઘર ચાલો."

"મ્હને મરવા દો." રઝીયા રડીને બોલી "તમ્હે પહેલા જઇને મ્હારા ધણીને કંગાલ ઓસ્પીતલના જહનમમાંથી બાહર કાઢો."

"પહેલા તમ્હે આપણા ઘરે ચાલો" સલીમે સમજાવ્યું "પછી હું જઇને નાસીરૂદીનને ઘર લઇ આઉં છું. ઓસ્પીતલમાં આવી ખરાબ રીતે દરદીઓ સાથે ચાલ ચલાવવામાં આવે છે એની ખબર મ્હને અને પીદરને નથી. અરે! અરે એજ ઓસ્પીતલમાં પીદરે ગયે મહીને પાંચ હઝાર રૂપીઆ સખાવતમાં આપેલા મેં જાણ્યા છે!"

"પાંચ હઝાર રૂપીઆ મ્હારા પીદરે આપ્યા!" રઝીયા તે સાંભલીને વધારે ગમગીન થઇ ગઇ "અરે! જે માણુસના સસરા તરફથી પાંચ હઝાર રૂપીઆ જે ઓસ્પીતલને મલે તેજ માણુસને કાલે તેજ ઓસ્પીતલના નોકરોએ ગાડીમાંથી એક કુતરાની લાશને બહાર કાઢે તેમ ખેંચી કહાડયો! અરેરે! મ્હારા ધણીને તે વખતે કેટલું બધું દુખ થયું હતું. તેમના મુખમાંથી એક "હાય" નીકલી પડી હતી!"

તેટલું બોલીને ધસાધસ રઝીઆ રડી! મ્હનેબી રડવું આવી ગયું! અરે, અગર જો ઓસ્પીતલના લાલચુ લુચ્ચા માણુસો જાણતે

કે નાસીરૂદીનના સસરાએ ઓસ્પીતલને પાંચ હઝારની મદદ આપી હતી તો તેઓ કેવા તેના ગુલામ બનીને દોડધામ કરતે! અફસોસ! ગરીબોને માટેનું શફાખાનું કેટલીક બાજુએ ગોયા જહન્નમના તહેખાના મીસાલ છે!

"બહેન, તમ્હે આપણા પીદરને ઘરે ચાલો તો ખરા." સલીમે ફરીથી મીનનતથી કહ્યું જેના જવાબમાં રઝીયા બોલી "જ્યાં સુધી મ્હારા ધણી હુકમ નહીં આપે ત્યાં સુધી હું આ ઘરમાંથી હાલીશ નહીં."

આખીર સલીમે ઠાકીને મને કહ્યું "ભાઇ, એક કામ કરો, તમ્હે મ્હારા બહેનવી આગળ ઓસ્પીતલમાં જાઓ, હું મ્હારા પીદરને સમજાવીને ત્યાં લાઉં છું"

સલીમ અને હું બાહર પડયા. સલીમે મ્હનેબી પોતાની સાથે ગાડીમાં બેસાડગો. રસ્તામાં તેણે ખીસામાંથી એક રૂપીઓ કાઢીને કહ્યું "જુઓ આપ કોઇ બીજો ખોટો ખ્યાલ નહીં ઉઠાવતા, ગુસ્સે નહીં થતા, મગર આ આપનો રૂપીઓ લો."

મેં કહ્યું "જનાબ, આપ એ શું બોલો છો? મેં તમ્હારી બહેનને રૂપીઓ કરઝમાં થોડો આપ્યો હતો કે પાછો લઉં? મેં તો મ્હારી માતાને તે આપેલો."

મેં ને રૂપીઓ લીધો નહીં અને સલીમે તે પાછો ખીસામાં મુકીને કહ્યું "મુઆફ કરજો."

તે પછી અમે છુટા પડયા, સલીમ પોતાના પીદરને લઇને ઓસ્પીતલમાં આવવા માટે પોતાને ઘરે ગયો અને હું નાસીરૂદીન

પાસે તેજ વખતે ઓસ્પીતલમાં દાખલ થવા માટે ગાડીમાંથી ઉતરીને જતો હતો તેટલા મ્હારી કાલેજનો પેલોજ મીત્ર મ્હને મળ્યો જે ઓસ્પીતલની બહુ વખાણ કરતો હતો—મ્હારા તે મીત્રે જ્યારે ઓસ્પી-તલમાંનો દેખાવ જોયો ત્યારે તેણેબી દાંતમાં આંગલી કરડી લીધી અને બોલ્યો "ખરેજ, આ ઓસ્પીતલનો તો બહુજ બેઢબ મામલો છે લેકીન એમાં કુસુર આપણા પોતાનાજ તે દેશી ભાઇઓનો છે જેઓ લાલચુ બની જઇ એક આશીરવાદી ધંધાને ધુલમાં મેલવીને પોતાનાજ દેશ ભાઇઓને સુખ આપવાને બદલે દુઃખ દે છે."

(૪)

તે પછી હું નાસીરૂદીનને જોવા માટે તે હતો તે કમરામાં ગયો, સામેજ પેલો દંડા સોટાવાલો રાજાના ચોબદાર જેવો નોકર જણાયો; મેં તેના હાથમાં એક રૂપીઓ મુકી દીધો કે તેનામાં વીજ-ળીની ગોયા અસર પેદા થઇ! તે ઝટપટ નમી પડયો, અને બોલ્યો "જનાબ નાસીરૂદીનની હાલત તો થોડી વધારે બીગડી ગઈ છે."

તે સાંભલીને પાસેના બીછાના પરથી એક રોગી બોલ્યો "રાતે તો એવણુને બહુજ તકલીફ થઇ, આખી રાત ઉંઘ નહીં કાઢી."

નાસીરૂદીનની નઝર મ્હારીપર પડી, તેણે મ્હને સલામ કીધી અને પાસે બોલાવ્યો. મેં તેની પાસે જતાં પુછ્યું "તબીયત કેવી છે?"

"અલહમદુલીલ્લાહ! મગર, નાસાઝ નારાઝ જીવથી છું. મ્હારી મોહરદાર અને મ્હારૂં બચ્ચું કયાં છે?"

મેં જવાબ આપ્યો "ઘરે છે, કાંઇ ફીકર ના કરો." એમ કહીને મેં તેને તેના સાલા સાથની મુલાકાતની વાત કહી.

તે સાંભલીને તેણે એક લાંબો નીસાસો ખેંચીને નરમ આવાઝથી કહયું "અમારા લગન પછી આજ સુધી હું તે બીચારીને સુખથી રાખી શકયો નથી. મ્હારેજ લીધે તે બીચારીને તેના બાપેબી તજી દીધી. તેના બાપની મોટી મીલકત અને જાગીરો છે અને તે બહુજ તવંગર છે, લેકીન મ્હારે લીધેજ તે બાપનું મહેલ જેવું ઘર છોડી આવી પોતાના થોડાક દાગીના વેચીને તેણે મ્હારી દવા કીધી છે અને ઘર ચલાવ્યું છે, પોતે નહી ખાઇને તેણે મ્હારી માંદગીમા દુધ વગયરા મ્હને પીવાડવા માટે કરકસર કીધી છે. તે તો રાત દહાડો ખડે પગે મેહનત કરતી હતી, મગર મ્હારીજ બહોંસથી તે મ્હને યહાં લાવી."

"શાબાશ છે એવી નેક અ ધણીની બરદાસ્ત રાખનારી મોહરદારને" મેં કહયું અને પછી વધાયું "મીયા નાસીરૂદીન, હવે તમ્હે શાંત સુઇ રહો. બોલશો તો તબીયત વધુ બગાડશો."

નાસીરૂદીને કહયું "ઝીઆદા નહીં—મ્હારો વખત હવે પુરો થવા આવેલો છે માટે મ્હને મ્હારા દીલની વાત કરવા દો. તમ્હારી સાથે દોસ્તી નહી હતી મગર એકજ દીવસમાં તમ્હે એટલી બધી દોસ્તી કીધી છે કે હું તમહારો ઘણોજ આભારી છું—હું નહી ધારતો કે મ્હારા સસરા મ્હારા સાલા સાથે યહાં આવે, અને પછી હું મરી જાઉં ત્યારે તેવણને ખબર આપવાની મેહરબાની કરજો કે મ્હને તે વખતે તો તેવણ મુઆફ કરે. મ્હને મુઆફ કરશે તો મ્હારી નેક મોહરદાર અને ન્હાના બચ્ચાપરનો તેવણનો ગુસ્સો દુર થઇ જશે અને તે તેઓને પોતાને ઘર લઇ જશે. તે બીચારાઓને તેના સીવા

હવે કોણ છે? ભાઇ, એજ મ્હારી છેલ્લી આશા છે. જો તમ્હે પુરી કરજો." એમ બોલતાં બોલતાં નાસીરૂદીને મ્હારા બેઉ હાથો પકડી લીધા, તેની આંખોથી આંસુ નીકલતાં હતાં.

મેં કહયું "એ તમ્હે શું કરો છો? તમ્હે એટલા નીરાશ કેમ થઇ થયા? તમ્હે જરૂરજ સાજા થશો."

તેણે ગલગલા સાદે કહયું "એવી વાત ના કરો–હું તો યહાં મરવાજ આવ્યો છું. મ્હારા મરવા સીવા મ્હારી બોહરદાર અને બચ્ચાનું ભલુ થઇ શકશે નહીં. હું જો જીવતો રહીશ તો તે લોકના દુખ વધી જશે, મ્હારા મરવાથી તેઓને તવંગરીનો આશરો મલશે. જો હું યહાંથી ઉઠશ તો તેઓને હું ખવાડીશ શું? હું મરી જઇશ, જરૂરજ યહાં મરી જઇશ, કોઇ માણુસ મ્હને બચાવી નહીં શકશે."

એમ બોલતાં બોલતાં નાસીરૂદીન ઠાકીને બેહોશ જેવો થઇ ગયો, હું ધાસ્તી ખાઇ ગયો, મેં પેલા ચોબદાર(!) ને બોલાવ્યો અને કહયું "ડાકટરને જલ્દી બોલાવી લાવો, નાસીરૂદીન મીંયાંની હાલત વધારે ખરાબ થઇ છે."

તેજ વખ્તે બાહરથી કોઇના ઝોર ઝોરથી બોલવાનો આવાઝ આવ્યો "મ્હારી સાથે ઉસ્તાદી નહીં ચાલશે સમજ્યો કે છોકરા! મ્હને તો લાગે છે મ્હારી સાથે પોછી દોસ્તી કરવા માટેનો આ એક ઢોંગ છે–મ્હારો ગુસ્સો ઓછો કરવાને વાસ્તે ત્હારો બ્હેનવી ખાસ બીમાર બની ગયો છે! લેકીન હું કંઇ બેવકુફ નથી. વારૂ ચાલ જરા અંદર જઇને જોઇએ તો ખરા."

તે 'આવાઝ પછી મેં જોયું તો તે ઓરડામાં સલીમ સાથે કોઇ ઘણોજ ભપકાદાર બુઢો દાખલ થયો. હું સમજી ગયો કે તે સલીમનો પીદર અને નાસીરૂદીનનો સસરો હતો. તેના આવ્યાની ખબર ડાક-ટરને થઇ હતી એટલે હવે નાસીરૂદીન કેવો બીમાર હતો તે જાણીને ડાકટરે દોડાદોડ કરી મુકી અને નાસીરૂદીનના સસરાની ખુબ આગતા સ્વાગતા કીધી. નાસીરૂદીનના બીછાના આગલ આવીને તે બેઉ બાપ બેટા ગભરાઇ ગયા અને નાસીરૂદીનના સસરાએ ડાકટરને કહયું "ડાક-ટર, જુઓ તો ખરા કે મ્હારો જમાઇ કેમ છે?"

ડાકટર નાસીરૂદીનને તપાસતો હતો તેટલા મ્હારી ઉપર નઝર પડવાથી નાસીરૂદીનના સસરાએ પુછયું "કોણ છો બાઇ?"

સલીમે તેને સમજાવ્યું તેટલા મ્હારી શું કમબખતી જાગી કે મેં કહયું "હું આપ સાહેબની પાસે આવવાનોજ હતો–"

પણ તે સાંભલીને ડોસો મ્હને ખાઇજ ગયો "તમ્હે મદદ કીધી તે તો તમ્હારી મેહેરબાની થઇ લેકીન મ્હારી પાસે આવીને શું કરવાના હતા બાઇ? કાંઇ પૈસા માંગવા માટે આવવાના હતા તો જાણો કે આવી ધોખાબાજી કાંઇ ચાલી શકે નહીં. હુ કોઇને અમથું તો એક ખોટડું દોઢીયુંબી નહીં આપુ !"

મ્હને ગુસ્સો ઉપજયો, પણ મેં જોયું કે પૈસામાં ચકરમ બનેલો તે ડોસો હતો એટલે મેં લોહીનો ગોટ ગલ્યો, મગર હું ખામુશ તો રહી શકયો નહીં. મેં કહયું:

"ધોખાબાજી શાની અને કેવી? આપનું એક ખોટડું દોઢીયુંબી નહીં લેવું પડે તેથીજ તો નાસીરૂદીન બીચારો યહાં ઓસ્પીતલમાં

આવીને પડયો છે. તમ્હારા કડ્ડાડા સ્વભાવને લીધેજ તો તમ્હારી બેટી બીચારી ભુકમરો વેઠીનેબી ધણીની બરદાસ્ત લેતી હતી, અને જયારે વધુ નહીં બન્યું ત્યારેજ યહાં આવવું પડયું છે."

સલીમે મ્હને ખામુશ રહેવા કહયું અને પોતાના પીદરના કાનમાં કાંઇ કહયું તેથી તેબી ચુપ થયો, જે પછી ડાકટરે ખામુશી તોડતાં કહયું "હાલત તો ખરાબ છે, લેકીન પાક પરવરદીગારના હાથમાં વાત છે. કદાચ બચેબી."

આ વખતે નાસીરૂદ્દીને આંખ ખોલી, તેણે પોતાના સસરા અને સાલાને જોઈને સલામ કીધી અને હલવે હલવે બોલ્યો "પીદર અને ભાઇ, મ્હને મુસાફ કરો, હું તમ્હો લોકની પગની ખાક ચુમવા તૈયાર છું, પણ લાચાર છું. મ્હારી મોહરદાર અને બચ્ચાને તમ્હે લોકો સારી રીતે સંભાલજો. હું મરૂં છું, અને મરવા અગાઉ ઇચ્છું છું કે મોહરદાર અને બચ્ચાંને બોલાવો તો ભેટું અને સુખથી મરૂં."

નાસીરૂદ્દીનનો સસરો મ્હારો હાથ પકડીને મ્હને તે કમરાની બાહાર લઈ ગયો અને બોલ્યો "ભાઇ કાંઇ વગર વીચાર્યું બોલાયું હોય તે મુઆફ કરજો. તમ્હે જાઓ, તમ્હારા મરતા મીત્ર નાસીરૂદ્દીન ને માટે ડોલી લઇ આવો. હું તેવણને મ્હારે મકાને લઇ જવા ઇચ્છું છું, અને ત્યાં ધરના મોટા ડાકટરોની મદદ લઇ જો પાક પરવરદીગાર કરે તો એમને જીવાડવા માંગુ છું. એમના મરણથી મહારી બેટી બી ગોયા મરીજ જશે, અને તેથી હું હવે તે બીચારીને સ્હેજબી દુઃખી કરવાનો ઇરાદો રાખતો નથી."

મેં ડોલી બોલાવી અને અમે ઘણી મહેનતથી નાસીરૂદીન આહમદને તેના તવંગર સસરાને ઘર લઇ ગયા, જ્યાં રઝીયાબી પોતાના બચ્ચાંને લઇને આવી.

*　　　*　　　*

ચાર મહીના નીકલી ગયા.

નાસીરૂદીન આહમદ તદનજ સાજો થઇ ગયો છે, અને તે મ્હારો મોટો દોસ્ત બન્યો છે. રઝીયા મ્હને પોતાના ભાઇ સલીમ માફાલ ચાહે છે અને માન આપે છે. મ્હારા તે પરોપકારથી હું તે તવંગર કુટુંબનો મોટો મીત્ર થઇ રહયો છું.--મેં વીચાર કીધો છે કે મહારે હાથ જો મોટી દઓલત આવે તો હું પહેલા હીંદુસ્તાનની ઓસ્પીતલમાં સુધારાઓ કરાઉં, અને એવી એવી ઓસ્પીતલોમાં લાપરવાહ નોકરોને બદલે ખરા કદરશનાસ અને દયાવંત આદમીઓને રાખું કે જેઓ તવંગર અને મુફલીસ બીમારોને યકસાન સમજીને પાક ખુદાની રાહપર તે તમામ બીમારો સાથે સરખી રીતથી અને દયાથી વર્તે.



# અકકલમંદ વહુ.

સંજાણુમાં મુંબઇથી અંજાણુ એક પારસી કુટુંબ વસ્તું હતું, એક બાપ અને બે દીકરા. મોટા છોકરાનું નામ હતું રતનશાહ અને ન્હાનાનું નામ ખસરૂ (ખુશરૂ)—નવરોજી સંજાણાના ધણી-આણી કેટલાક વર્ષના ગુઝર પામ્યા હતા, અને નવરોજીએ પોતે ખેતીવાડી કરીને અને રંજ ખેંચીને આ બેઉ છોકરાઓને પાલી-ઉધારી મોટા કીધા હતા. રતનશાહ ગામડેની નીશાળથી થોડું શીખ્યા બાદ સુરત કોઇ સગાને ત્યાં શીખવા રહયો હતો, જ્યાં તે સગાને ત્યાં આવેલા મુંબઇના કોઇ પહરોણાની એક છોકરી સાથે દીલ બાઝયું અને રતનશાહે તેને વચન આપ્યું. નવરોજીને તે વાતની ખબર થઇ, અને તે લાગણીવાલા પીતાએ મુંબઇની તે વહુ કબુલી. રતનશાહની થનારી ધણીઆણી થોડુંક શીખેલી મધ્યમ સ્થીતીના એક સુધરેલા ઘરની છોકરી હતી, છતાં તેણે ખેતીવાડીમાં મોટા થયલા રતનશાહને પસંદ કીધો, અને થોડાંજ વખ્તમાં લગન થયાં. હવે સંજાણુના તે પારસી મુંબઇથી અંજાણુ નહીં રહી શકયા, કેમજે તેમના ઘરની રાણીજ મુંબઇની રહેવાસી હતી.

ગમે તે હતું. ઘરમાં વહુબી આવી, છતાં નવરોજીનું દીલ રતનશાહ કરતા કાંઇક વધારે ખુશરૂ તર્ફ હતું! ભરેલા ઘટમદાર

ચહેરા સાથનો તે ન્હાનો જવાન સ્હવારના ઉઠીને બસેર તાજું દુધ પી જતો હતો! અને ખેતીબી બાપની સાથે સ્હવારથી સ્કાંજ બરાબર કરતો. ખેતીપર રતનશાહનું ધ્યાન વધારે નહીં હતું તેનું કારણ એ હતું કે ખેતીમાં કાંઇ ઘણી સારી કમાણી નહીં હતી. જેથી રતનશાહે પરણ્યા પછી બીજા કામકાજ તર્ફ ધ્યાન લગાડયું, અને તે કામ જોકે સંજાણમાં રહીને થઇ શકતું હતું છતાં તે સંજાણથી વારંવાર મુંબઇ આવતો જતો. એમ થોડા મહીના પસાર થઇ ગયા.

એક દીવસે જ્યારે રતનશાહ મુંબઇ હતો ત્યારે ખમરૂએ પોતાની ભાભીને પોતે કરેલા પક્ષીનો શીકાર આપતાં કહ્યું 'ભાભીજી. એ સરસ રીતે મ્હારે વાસ્તે પકાવજો." અને તેમ બોલી તે ખેતરમાં ગયો.

દીના, જે રતનશાહની ધણીઆણી હતી તેણે તે વખ્તે ઘરમાં ઘી થોડું હતું જે બધું પેલા શીકારમા નાંખ્યું. જેથી ધાનદાળપર નાંખવાનું ઘી બાકી રહયું નહીં. બપોરે પોતે જમીને બાપનું ભોણું ખેતરમાં લઇ જવા જ્યારે ખુશરૂ ઘરે આવ્યો અને જમવા બેઠો ત્યારે તેણે કહયું "ભાભી, દારમાં ઘી કેમ નથી નાંખ્યું?"

દીનાએ જવાબ આપ્યો "ઘી બધું માંસમાં નાંખ્યું, જેથી દારને વાસ્તે નહીં રહયું." તે સાંભલીને અજાયબી પામીને ખુશરૂ બોલ્યો "એટલા વારમાં ઘી ખપી ગયું!"

દીનાએ તે અજાયબી જોઇને તઓરમાંજ કહયું "તાહારે શું હું ઘી પી ગઇ?" તે જવાબી સવાલ ખુશરૂને તોછડો લાગ્યો જેથી તે જવાન લોહીનો છોકરો ગુસ્સાથી ઉછળ્યો "તાહરા ઘેરમાં ઘી પીને તુટી પરેલી કેની ને અહીં ઘી પીવા આવી!"

સ્હેજમાં વાત બીગડી ગઇ! ઝરા ગરમીએ વધુ ગરમી પકડી, અને દીનાબી તે હલકી ટીકકા સાંભલીને છેડાઇ પડી "જાઓ જાઓ, મ્હારા ઘરમાં તો આયા ને રામા જેટલું ઘી એક દાહરામાં ખાયછ તેટલું તમારા ઘેરમાં ચાર દહારા સુધી તમ્હે વપરાવોછ." તે સાંભલીને ખુશરૂ છેડાઈ પડયો, તેણે જમવાની રકાબી દીનાના દીલપર ફેંકના કહયું "એવી ચીર ચરેછ કે તાહરી જુભજ બાહાર ખેંચી કાહારૂં!"

દીના માર ખાવાથી વધુ ગુસ્સે તો થઇ, મગર તે ખામોશ થઇ જતાં ફકત એટલુંજ બોલી "રતનશાહ આજે હોતે તો તમ્હે એનો સ્વાદ ચાખતે" અને તે લોહીનો ગોટ ગલી ત્યાંથી ચાલી ગઇ.

તે પછી ઘરમાં રતનશાહ બે દીવસ થયા બાદ આવ્યો, અને અને એ બે દીવસ દરમ્યાન દીના પોતાના દેર ઉપરાંત સસરા સાથેબી ઉંચે મોંઢેજ રહી. કેમજે સસરાને કહેવા છતાંબી તેણે ખુશરૂને કાંઇબી ધમકાવ્યો નહીં હતો! રતનશાહ જેવો આવ્યો તેવો તો કાંઇબી જાણવા પામ્યો નહીં, પણ જમી ખાઇને તે પોતાના ઓરડા માં ગયો ત્યારે દીનાએ તેની પાસે બેસતાં કહયું "રતાં, તમ્હે ખસરૂને કેહો કે મોનું સંભાલીને વાત કરે. એ ગમે તે બકેછ તેથી કોઇ દાહારે મોટી પંચાતી થઇ જશે."

રતનશાહે દીનાને વાત પુછી, અને દીનાએ થોડુંક કહયું. રતનશાહે જઇને પોતાના બાપને તે વાત કહી જેથી નવરોજીએ કહ્યું "હા ઘેરની વહુને એ લાજમ નથી કે ઘેરના કોઈબી માટીડાના મોના પર તરતર બોલે"—તેટલામાં ખુશરૂ જે ત્યાં ઉભેલો હતો તે બોલ્યો

"ઘી બહુ વાપરે ને પછી ઘેરની ફજેતી કરે તેની વાતો બોલે! આપુને તો એ પોતાને ઘેરના રામા ને આવા ફરતાંબી ઉતરતા સમજેછ."

રતનશાહ ત્યાંથી ગુસ્સે થઇને દીના આગલ ગયો.

રતનશાહ પાછો ફરતાંજ દીના રડીને બોલી "મ્હને રકાબી એવી તો જોરથી મારી કે મારૂં ખભું હજુર સુધી કલેછ." અને દીનાના આંસુઓથી રતનશાહ વધારે ગરમ થઈ ગયો!

બેશક, સ્ત્રીઓનાં એવા આંસુ મર્દોના ગુસ્સાની આગમાં તેલ સમાન કામ કરે છે?

થોડાજ વખતમાં રતનશાહ પોતાના પીતા નવરોજી આગલ જઇને બોલ્યો "બાવાજી હવે આએ ઘરમાં મહરો નીભાવ નથી થવાનો." નવરોજી તે સાંભલીને ગભરાઇને બોલ્યા "કાંય?"

રતનશાહે જવાબ આપ્યો "કાંય જે મ્હને મ્હારા પોતાના સ્વમાનનોબી વીચાર છે. તમ્હારા ઘેરમાં હવે ગેર ઇન્સાફ થાયછ. જે છોકરાએ પોતાની ભાભીને પોતાની માતા સમાન ગણવી જોઇએ તે છોકરો તેને મારે એ હું સાંખી શકતો નથી. બે બોલ બોલતે તે હજુર પરવરતે, પણ મારવાની વાત આવી તાહારે આએ ઘેરને સલામ."

રતનશાહ પોતાના પીતા નવરોજીને હંમેશાં માન આપતો હતો જેની કદર નવરોજીના દીલમાં હતી. તે ધીરેથી બોલ્યો "બેટા, તમ્હે અકકલવાલા છો. નાદાન બૈરાંથી ઘણાં ઘેર તુટી ગયલાં છે. બૈરાંને ઘણાં માથે નહીં ચહડાવીએ બેટા."

"બાવાજી, હું બધું સમજાુંછ, તમ્હારા આશીરવાદથી હું એટલો બધો મુરખ તો નથીજ કે નહીં સમજું. તમહે તો ખસરૂને કાંઇબી નહીં બોલતા?"—નવરોજીએ રતનશાહને કહયું "ખસરૂ તો ત્હારો નાહ્લો ભઇ છે, બેટા, વાસ્તે તેની ભુલચુક થાય તો તેનો કાન તુંજ ચીંમટ, પણુ—"

રતનશાહ તે સાંભળીને બોલ્યો "ખસરૂને મ્હારો ભઇ સમજતોજ નથી. તે આએ ઘેરમાં છે તો હું જયારે હવે એનું મોનુંજ જોવા માંગતો નથી.'તો હું ચાલી જાઉંછ,"—નસરવાનજીએ દુખથી તે વાકય સાંભલીને નીસાસો નાખીને કહયું "બેટા બૈરીને વાસ્તે એમ કરોછ તો તે સારૂ નહીં. ખસરૂ તમ્હારેથી નાદાન છે, એનેથી વાંક થઇ ગયો. તમ્હે જવાજ માંગોછ તો જેમ તમ્હારી મરજી." અને તે બુઢાની આંખમાંથી આંસુ ટપકયાં.

વાત વધી ગયલી જાણીને ખુશરૂ એક ખુણામાં ઉભો રહીને ન્હાના બાળકની મીસાલ રડવા લાગ્યો. તેના પ્યારા ભાઇથી આજે આ જાતની ગયર ઇન્સાફી વરતણુંક થતી જોઇ તે ખુબ રડવા લાગ્યો. અરે તે સદાનું સંપીલું કુટુંબ જરા જેટલી વાત ઉપર એક ઓરતના ધરમાં આવવાથી વેરવીખેર થાય? તે ખુબ રડયો, અને તે ભાઇને ઘરની બાહાર ખેતરમાં જતો જોઇ પોતાની ભાભીના પગોપર પડીને તે બોલ્યો "ભાભીજી, ભાઇએ ઠરાવ કીધો છે કે આ ઘરમાં નહીં રહેવું. તેવણુ મ્હારૂં હવે મોઢુંબી જોવા ખુશી નથી. પણુ ભઇને કહો કે તેવણુ બુઢા બાવાજીને નહીં છોડી જાય. તેવણુ મ્હારૂં મોંઢું જોવા ખુશી નથી તો હું આએ ઘેરમાંથી ચાલી જાઉંછ. તમ્હે લોક

બાવાજી પાસે રેહો, હું પોતે અહીંથી ચાલી જાઉં છ." એમ બોલતાં ખુશરૂ રડી પડયો, જે જોઇને દીનાનું હૈયું ભરાઇ આવ્યું. તેણે તુરતજ ખુશરૂને હાથ આપીને ઉઠાડયો અને તેના કપાળપર ચુમી લેતાં કહયું "દીકરા, તું ના જા, અમેબી નહીં જઇશું. મેં ઘેલી જેવીએ નાદાનપણામાં એક શાંત ઘરમાં ફીતનો જગાર્યોછ. પણ હું પોતે હવે તમ્હો લોકની જુદાઇ જોઇ શકસ નહીં. તારા મોટાભાઇને ઘેરમાં આવવા કે દીકરા, હું તેને સમજાવસ કે બુઢા બાપને અને નાદાન ભાઇને છોડીને કેઠે નહીં જાય."

"હું ખરેખર નાદાનજ છેઉં ભાભી." ખુશરૂ હવે દીના તરફ માનથી જોઇને બોલ્યો, "હું નહીં જાણતો'તો કે તમે એક તુટી ગેયલા ઘેરને પાછા સાંધો તેટલાં બધા ભલા ને અકકલવાલા છેઓ. ભાભીજી, તમ્હે અમારા સદાના સંપીલા ઘેરને સંપીલુંજ રાખો, અને હવેથી હું તમ્હને મ્હારા બેહેસ્તણુ માયજીને માન આપતે'તો તેવુંજ માન આપસ."

દીના રડી પડી.

× × ×

વ્હાલાં વાંચનાર, ખેતરમાંથી ફરીને રતનશાહ જ્યારે પાછો ઘરમાં આવ્યો ત્યારે દીનાએ તેને કહયું "મહારા ધણી, મહને માફ કરો. મેં ભુલ કીધી. મેં ગુસ્સામાં ઘેલી થઇને તેમ કીધુ, આપરે કેઠે નથી જવાના, અહીંજ રહીશું. તમહારા બાવાજી અને ભાઇજીની સાથેજ રહીશું. હું બીહુંછ કે લોક મહને આંગલી કરીને એમ કહેશે કે આએ વહુએ ઘેરમાં જઇને એક સંપીલું ઘેર ભાંજ્યું ને

કહી કહીને એમજ કહેશે કે 'મુંબઈનું સાસરૂં જોઇને, મુંબઇમાં ધંધો શોધીને, એ છોકરો પોતાના બુઢા બાપને તેના બુઢાપામાં છોડી ગયો. તેથી જાઓ, અને બાવાને પગે પડી તેવણનું દીલ દુખવવા માટે માફી માંગો."

રતનશાહે તે સાંભળ્યું કે તેનીપર બહુજ ઉંડી અસર થઈ, તે તુરતજ પોતાના બાપ અને ભાઇને જઇને ગલે વલગ્યો, અને પીતાના પગોપર પડીને બોલ્યો "બાવાજી, જે થયું તે માટે માફ કરો. હું કદીબી લોકોને એમ તો બોલવા નહીંજ દેવશ કે રતનશાહ પોતાના બુઢા બાવાને બેવફા થયો હતો."

# બાળકોનું ભલું.

બેશક, દરેક માબાપે એ સદા યાદ રાખવું જોઇએ કે તેમને ત્યાં અઓલાદના જનમવા સાથે તેઓની જોખમદારી વધી ગઇ છે. તે જોખમદારીથી તેઓ કોમ, દેશ, અને ખુદ પાકખુદાનેબી જવાબદાર થયલાં છે, અને તેથી તે જોખમદારીને ઉમદા રીતે અદા કરવી જોઇએ. ફરઝંદોનું ભલું કે બુરૂં થવું, મુરખ કે વીદ્વાન બનવું, બળવાન કે નીરબળ બનવું એ બધુ માબાપનાં હાથમાં છે. માબાપ ચાહે તો પોતાનાં ફરઝંદને અક્કલમંદ, ઝોરેમંદ, અને સવાબકાર બનાવી શકે છે, અને માબાપ જો ચાહે તો પોતાની અઓલાદને

કમઅકલ, કમઝોર, અને પાપી બનાવી શકે છે. બાપ કરતાં મા વધારે ધ્યાન પોતાનાં બચ્ચાંપર આપી શકે છે. આપણે માટે આ શુભ પ્રસંગ હાથ આવ્યો છે, અને તેથી સંવાદરૂપે નીચલી ઘણી અગત્યની બાબતોપર ધ્યાન આપશું તો એક સુંદર અને બોધદાયક રસાલી વારતા વાંચતાં હોઇએ તેવી મજાહ મળવા સાથે બાળકોનાં ભલાં માટે માબાપે શું શું કરવું જોઇએ તેની ઘણી સારી સમજદારી આપણુને મલી શકશે.

(ડોસાભાઇ પોતાના ઘણીયાણી ડોસીબાઇ સાથે નીચલી વાતચીત કરે છે.)

ડોસાભાઇ—અરે ઓ ડોસી, આજે ત્હારો ચહેરો ગુલાબના જેવો ખીલેલો છે તે શું છે? કાંઇ બહુજ મલકાઇ જવાય છે! ત્હારા દાંત વગરનાં બોખાં ડાચાંથી હસેછ તે જાણે ફાટેલું દાડમ!

ડોસીબાઇ—હસુ કાંય નહીં? પાક દાદાર હોરમઝદપરથી મરું તે આજે આપણી દીકરી રતનને ત્યાં છોકરો પેદા થયો. હવે તમ્હે મ્હારા હસવાની મતલબ સમજ્યા?

ડોસા૦—હા ઠીક છે. ગઇ કાલે તો હજુણુ આપણી દીકરી રતન પોતે એક છોકરી હતી, અને આજે તેને પોતાને ત્યાં છોકરો આવ્યો છે જે સારી વાત છે પણુ ફકત ખુશી થવાથીજ કામ નહીં ચાલે જો ડોસલી! કેમ જે, રતન પોતે અનુભવ વગરની છે, જેથી

બચ્ચાંની કેવી રીતે બરદાસ્ત લેવી જોઇએ, ને બચ્ચાને અનેક રોગોથી કેમ બચાવવું જોઇએ, વગયરા જે બાબતોની માહીતી માતા બનવાની પહેલા જાણવી જોઇએ તે બાબતોથી આપણી રતન તદનજ અજાણ છે.

ડોસી૦—ઓ માયરે, ડોસાજી, તમ્હે તો ડોળા બોળા ચઢાવી દઇને મ્હને એવી બીહવરાવી મારી? વાતમાં તો દમ નહીં મલેરે! કહેજે અનુભવ જોઇએ! જાઓ, જાઓ, એવી તે કેવી ફીકર રાખમાની વારૂ? પાક પરવરદેગારપરથી મરૂ તે તે પોતેજ જનમેલા બચ્ચાને સંભાલશે.

ડોસા૦—પાક પરવરદેગાર તો બધાંનેજ સંભાલેછ, પણુ માણસે પોતેબી કોઇ જાતની ફીકર સંભાલ પોતાના પેટના બચ્ચાને માટે લેવી જોઇએ કે નહીં? પાક પરવરદેગાર બચ્ચાને સંભાલશે, પણ ખોળામાં લઇને તેને ઉધારશે તો નહીંની! ઘેલી રે ઘેલી, ખરેખર તું તો પેલા કેહે તેમ "ભણ્યા પણ ગણ્યા નહી" તેવી રહી ગઈ જો ડોસલી! જો, યહાં આવ, બરાબર વાત સાંભલ; અને હું સમજાઉં તેમ શીખી લઈ આપણી રતનનેબી શીખવ કે તેબી જાણે કે બચ્ચાં કેમ ઉધારી શકાય છે.

ડોસી૦—વારૂ, એમ ડાહયા દોહરા થઇને બોલોછ તેથી હુ તમ્હારી વાત સાંભલવા ખુશી છેઉં. નહીં તો પેલા કોઇ મદદઈ દાહડા બરયાની કાણી ડોળા આસમાનસે ચઢાવી દઇને વાત કરોછ કેની ત્યારે મ્હને તો પેટમાં એવું ચુથઇ આવેછ, ડોસાભાઈ, કે જાણે બોલો ના. કહો, શું શીખામણ શીખવોછ?

ડોસા—બચ્ચાંની માવજત કરનારી માતા પહેલા પોતેજ સારી માતા હોવી જોઇએ. માયનું શરીર અને મન બેઉ નીરોગી હોવાં જોઇએ. બચ્ચું પેદા થવાની અગાઉથીજ તે બચ્ચાંની માય ઉપર માતા તરીકેની મોટી જવાબદારી આવી જાય છે. તેથી, મનમાં પહેલાથીજ એવો વીચાર બેસી જવો જોઇએ કે હું ઉત્તમ અને ઘણું નેક બચ્ચું પેદા કરશ, મ્હારા પેટના બચ્ચાંથી મ્હારી કોમ અને દેશને ફાયદો થશે.

ડોસી—જો જો હું, વલી પાછા તમ્હે મુઇ બધી હસવાનીજ વાત કરોછ, હં કે ! વળી, એવી બી કોઇ માય હશે જે પોતાના પેટના બચ્ચાંની ભલાઇમાં નહીં હોય ?

ડોસા—ડોસલી ! તું વાતની અંદર એમ કુદયા કરશે અને અક્કલ વગરનું બકશે તો હું તુંને કયારે સમજાવી રહેવશ ! કોઇબી માતા પોતાના બચ્ચાને માટે ભલાઇમાં નહીં રહે તેમ તો નહીં બને, પણ માતાની ભુલથી બચ્ચાંને પોતાની મેલેજ ખમવું પડે છે. ઘણી અણુસમજુ માયોને સબબે તેઓનાં બાળકોને દુ:ખ ભોગવવું પડે છે. જેમ દીવસ પછી રાત પડવીજ જોઇએ તેમ એ વાત બી સાચીજ માનજે કે રોગી માયના બચ્ચાંબી રોગી હોય છે. જે માતાઓ પોતાના બચ્ચાંને નીરોગી, લાયકાતવાલા, ઝોરેમંદ, નેક બનાવવા માંગતી હોય તેઓએ પહેલાં પોતેજ તેવી થવાની દરેક કોશીશ કરવી જોઇએ. વળી, બીજી એક વાત છે. ભલા સારા રહેવા માટેની કોશીશ કરવી પહેલાં પહેલાં તો બહુજ ભારી લાગશે, પણ રફ્તા ફરતા તે આસાન થઈ જશે. દાખલા તરીકે એમ સમજ કે કોઈ

માણુસ આળસુ છે અને તે સહવારે જલ્દી ઉઠતું નથી. પણ જો તે થોડા દીવસ પોતાના જીવપર ખેડીને સહવારના પહોરમાં ઉઠે તો પછી તેને આદત પડી જાય અને સ્હવારના જલદી ઉઠવાનું ભારી નહીં પડે, સ્હેલું લાગે, અને વળી સ્હવારના જલ્દી ઉઠવામાં તેને મજાહબી લાગે.

ડોસી–હવે તમ્હારી વાત મ્હને ગમેછ. મરી જાઉં બધી તમ્હારી પરથી. એવુ સીયાણુ ધ્યનતુંજ બોલો મરૂં કે જરા મ્હારા ભેજામાંબી અકકલ આવે.

ડોસા—મહેનતથી કદીબી બીહવું નહીં જોઇએ. જે માતા નીરોગી સાજુ સારૂ બાળક જણવા માગે તેણે સ્હવારના જલદી ઉઠવું જોઇએ અને સારા કામકાજમાં ધ્યાન લગાડીને તેમાં ગુંટાયલા રહેવું જોઇએ.

ડોસી—તમ્હે સાચ્ચુંજ કહોછ ડોસાભાઇ, વખત વારે કામ નહીં કરતું અને પછી આપદા આવી પડે ત્યારે ગભરાઇ જઇને રડી પડવું તે ઘણુંજ ખરાબ છે.

ડોસા—હા, એ તો ત્હારા ને મ્હારા બાપદાદાથી બનતું આવેલું છે! જ્યારે ચોર લોકો ઘોડા લઇ જાય ત્યારપછી સુધ્ધી આવે છે અને ત્યારેજ તબેલાના દરવાજા બંધ કરવામાં આવે છે. પહેલેથીજ ધ્યાન રાખીને દરવાજા બંધ કરતાં કેમ નુકશાન થતે? જો ડોસલી, મ્હારી વાત આગલ સાંભળ "જણેતી માય ને ધરતી માય" એ બે માય બેહેસ્તના જેવી છે તે કહેવત તો તેં સાંભલીજ હશે. સાંભલી છે? કે તુંને સંભળાઉં?

ડોસી--વલી, ડીસણા કીધાં કે? કેવી મજાની વાત કરતા'તા, તે પાછા મશ્કરી મજાક પર ઉતરી પડયા!

ડોસા--સાંભળ, દરેક માતામાંજ તેના બચ્ચાંના સુખ દુઃખના કારણ વસે છે. માતાની નાદાન સમજને લીધેજ તેનાં બચ્ચાંમાં ખામી કે રોગ રહી જાય છે. બચ્ચું તો બેહેસ્તના એક ફુલ જેવું છે, જો તેને જતનથી સંભાલીને નહીં રાખ્યું હોય તો તે કરમાઇને ખરાબ થઇ જાય.

ડોસી--ત્યારે હવે ત્હમારી કહેવાની મતલબ શું?

ડોસા—તેં તો પેલી એના જેવી વાત કીધી! લયલી મજનુંનો કીસ્સો કોઇએ બીજાની આગલ કહ્યો તો આખો કીસ્સો પુરો થઇ જવા પછી પેલો બીજો ગધેડા જેવો પુછવા લાગ્યો કે "લયલી બઇરી હતી કે માટીડો?" ડોસલી, ડોસલી! આએ તો ત્હારીબી તેમાં વાલીજ વાત દેખું! આટલું બધું બોલી ચુકયો તોબી તું હજુ તો મ્હને પુછેછ કે ત્હમારી કહેવાની મતલબ શું? જો, મ્હારી કહેવાની મતલબ એટલીજ કે સારાં બચ્ચાં પેદા કરવા માટે માતાઓએ પહેલા પોતે સારી માતા થવું જોઇએ.

ડોસી—હા, હવે સમજી.

ડોસા—આગલ સાંભલ, એક બાદશાહે કોઇની આગળ કહયું કે "જો મ્હારા દેશમાં સારી માતાઓજ હોય તો હું મ્હારા રાજમાં બેહસ્ત બનાવી દેઉં."

ડોસી—બેહેસ્ત રે બીચારા તે રાજાને!

(ડોસાબાઇ હસ્યા અને આગલ બોલ્યાઃ)

## આળસાઈ

ડોસા૦—આજ કાલની છોકરીઓ બહુ આળસુ હોય છે અને તે આળસાઇજ દરેક પ્રકારની બુરાઇનું મુળ છે.

ડોસી૦—સાચચુંજ છે, જે સ્ત્રીઓ હાથ પગ નથી હીલાવતી જે ઘરનાં કામકાજ નથી કરતી તેની જીંદગાનીજ ધુળ છે. આજકાલની છોકરીઓ જરા જરામાં કામથી બીહી ધુજી પડેછ જાણે કે મોટો પાહાડ માથાપર તુટી પડગો હોય તેમ! રાખોરે ડોસાભઈ, મકુજે એમ કહે છે તે ખરૂંજ છે કે જે લોકો આળસુ બેસી રહે છે તે લોકના ભારથી ધરતીબી દબાઇ જાય છે!

ડોસા૦—સાચચીજ વાત છે. એ આળસાઈથી રોગ પેદા થાય છે, અને તેથીજ બચચાં છોકરાં થવામાંબી અડચણ નડે છે. મોટે ઘરની છોકરીઓ આખો આખો દહાડો આળસાઇમાં કાહાડે છે, પરણ્યા પછીબી તેવીજ હાલતે રહે છે, જેથી માંદી પડી જાય છે અને બચ્ચાં છોકરાંનું મોહુંબી નથી જોતી! એક તવંગર ઘરની બાઇને હું ઓળખુંછ જે બીચારી રાતદહાડો પાક ખુદાને કહેછ કે "ઓ ખુદા, જો તું મને પૈસા નહીં આપતે અને કેઠે ગરીબને ત્યાં ઉતારતે તો હું હાથ પગ રગડીને કામ કરીને મહેનતથી મ્હારા શરીરને બનાવતે."

ડોસી૦—તે મોટે ઘેરની બાઇને તમ્હે કાંહ જોઈ?

ડોસા૦—મસાનમા! ડોસલી, તું વલી પાછી ઘેલી થઇ કે? અમથી કહેવત કેહુંછ તો તેને વાસ્તેબી માથું ખાઇ જાયછ! હમણાં

તું કેવી દાહી દાહી વાત કરતી હતી, અને પાછો કોણ જાણે તુને શું ભુત ભરાયો!

ડોસી૦—વારૂ, એમ છેડાઇ ના પડો! જરા સમજાવીને વાત કરો! પેલી મોટે ઘેરની બઇરી એમ કાંય બોલતી'તી? તેને બીચારીને કાંઇ દુખ હશે!

ડોસા૦—નહીં, ઘરમાં તો તેને કોઇબી વાતનું દુખ નહીં હતું, દુખ જે હતું તે એજ કે તેને કોઇ કામ કરવાનું નહીં હતું. અને આળસાંઇમા આખો દીવસ કાહાડતી હતી. ખરેખર આળસુ જીંદગી ઘણીજ ખરાબ અને મુશકેલ હોય છે. છોકરીઓ અને સ્ત્રીઓ મહેનત નથી કરતી તેથી રોગી અને પાટલી હોય છે યા ફુલાઇને ચરબીવાલી થઇ જાય છે! યાદ રાખ, ડોસલી, જો તુંબી આળસાઈ કરશે તો આએ દુનીયામાં ફુલાઇ જશે અને પેલી દુનીયામાં દોજખમાં પડશે.

ડોસી૦—ઓવારૂરે મ્હારીપરથી, દોજખમાં જાયની કોઇ મુઆ દુશમન! સારો સપરમો દહાડો જોતે જોતે બકોછ! ઘરડા થયાં તો બી અકકલ નહીં આવતી!

ડોસા૦—અરે પણ એમ છેડાઇ શાની પડેછ? એ તો અમથો હું ત્હારૂં નામ લઇને દાખલો બતાઉંછ. જા, દોજખમાં ના જતી બેહસ્તમાં જજે.

ડોસી૦—પણ, હમણાંથી બેહેસ્તમાં શાના મોકલવા નીકળ્યાછ? હું કંઈ તમ્હોને બારી પડુછ કે?

ડોસા૦-અરે હા જાની, બેહસ્તમાંબી ના જા ને દોજખમાંબી ના જા. જીવીને કાંદાંની નીયાત જમાર! પણ વાત તો સાંભલ. આળસાઇમાં રહેનારી બાઇઓને પોતાની જીંદગી ભારી પત્થરા જેવી લાગે છે, હંમેશાં તેઓ નીરાશા અને બેચેનીના દરીયામાં ડુબકી મારે છે, અને દુખી રહે છે. એનેજ વાસ્તે કહું છું કે બધી બાઈ ઓએ આળસાઈ છોડવી જોઇએ.

ડોસી૦—કેટલીક તો ઇઝીચેરમાં અરડાઇને ચોપડા વાંચેછ, કેમ ડોસાભાઇ?

ડોસા૦—હા, હવે તું પાછી ડાહી વાત કરે છે! હા, કેટલીક છોકરીઓ ચેડા ઘેલાના બઇરાના કુથલા વાંચીને ખરાબ સ્વભાવની પોતેબી થઇ જાય છે. કેટલીકો એવી ચોપડીઓ વાંચવામાં એવી લીન થઇ જાય છે કે તેઓને ઘરબારની બચ્ચાં છોકરાંની કાંઇ ખબરબી નથી રહેતી, અને છોકરાઓને નોકરોપર છોડે છે. બઇરાંઓને જો ફુરસત મલે તો તેઓએ ફકટ બોધદાયક ચોપડીઓજ વાંચવી જોઇએ. બાઇઓ બચ્ચાં છોકરાંને નોકરોપર છોડી દે છે તેઓ જાનવરથી બદતર વગર અક્કલે કામ કરે છે. જાનવરબી પોતાનાં બચ્ચાને પોતે ખવાડે છે અને તેની સંભાલ જતન લે છે, પણ કેટલીક કમસમજ માતાઓ પોતાના બચ્ચાને પોતાનું દુધ પીવાડવાબી નારાજ રહે છે અને આયાદાયા અને હલકા સ્વભાવની ઓરતોના દુધ પોતાના બચ્ચાંને પાઇ તેનેબી હલકા સ્વભાવનું ખરાબ બનાવી દેવામાં આવે છે. હલકી ઓરતોના દુધને પીવાથીજ ઘણાં બચ્ચાં હલકી નીચ ખાસીયતના નીકલે છે.

ડોસી૦—તમ્હારી વાત સાંભળીને મ્હને તાપ આવે છે!

ડોસા૦—ગધેડાઓને હમેશાં સારી વાત સાંભલવાથી તાપજ આવે છે!

ડોસી૦—વલી, તમ્હે મ્હને ચોપરી કાઢી ? હું તો એમ કહેવા માગું છું કે જે માતાઓ બચ્ચાઓને હલકી નોકરડીઓના દુધપર છોડી મુકે છે તેઓની વાત સાંભલીને મ્હને તાવ આવે છે!

ડોસી૦—તો ત્યારે એમ બોલની, વાત કરવાની તો સુદ્ધી નહીં મલે ને વચમાં અમથી અમથી તાપસી પુર્યા કરે છે! જો આગળ સાંભલ, જે બાઇને બચ્ચું નથી થતું તેનો બીચારીનો જનમ રદ છે, અને જે બાઇ પોતાના બચચાંને પોતે સંભાલતી નથી તેનોબી અવતાર રદ છે. બચ્ચું તો માતાની દોલત છે. અને તે દોલતનેજ જેણે પ્યારથી નહીં સંભાલ્યું તેની જીંદગી નકામી. બચ્ચું જ્યારે પોતાની માતાના પાંસામાં સુઇને ધાવે છે, અને માતા તેને જોઇ જોઇને ખુશી થાય છે ત્યારે જાણે આ દુનીયા બેહસ્તમાંજ બદલાઇ જાય છે.

ડોસી૦—હુંબી એવા બેહસ્તમાં ગેયલી જો ડોસાભાઇ!

ડોસા૦—અરે હારે હા, તું તો બેહેસ્તમાં ગયલી ને હવે થોડા વખતમાં બેહેસ્તમાં જવાનીબી! તું મુંગી મુંગી વાત સાંભલ્યા કર. વચમાં ટક ટક કરીને અમથી વાતની માય મારી ના નાખ!

ડોસી૦—ને બચ્ચું માયની પાસે સુઇને તોતરૂં બોબરૂં બોલે ત્યારેબી તે માતાને કેવું સુખ મલે છે?

ડોસા૦—ઘણુંજ સુખ, બેશક, માને પોતાના બચ્ચાંની બોલી દુનીયાના બીજા કોઇભી આદમી કરતાં વધારે પ્યારી અને મીઠી લાગે છે. તારે હવે તું શું સમજી?

ડોસી૦—બધું સમજી. એક માતાને પોતાનું બચ્ચું ગોળ જેવું મીઠું લાગે છે!

ડોસા૦—અરે તું ગોળ અને ખાંડને કયાં ચુહલામાં નાખે છે? હું પુછું છું શું ને તું જવાબ શું આપે છે! જો, એક માતાએ માતા બનવાની અગાઉ સારા સારા વીચારો કરવા જોઇએ, તેણે હંમેશા નીરોગી રહેવાની કોશીશ કરવી જોઇએ, કોઇભી જાતની આળસાઇ નહીં કરવી જોઇએ, સહવારના વહેલા ઉઠવું જોઇએ. કોઇભી કામથી ગભરાઇ નહીં જવું જોઇએ, ફુરસત મલે તો સારો બોધ આપે તેવીજ ચોપડીઓ વાંચવી જોઇએ, મન સાફ રાખવું જોઇએ, બચ્ચું જનમે તે પછી તેને પોતેજ સંભાલવું જોઇએ, અને માતાએ પોતેજ પોતાના બાળકને ધવાડવાની કોશીશ કરવી જોઇએ.

ડોસી૦—ને કોઇને કાંઇ દુખ દરદ હોય તોભી પોતેજ ધવાડે કે?

ડોસા૦—પણ જરા ધીરી થા, ઉતાવલે કયાં કુવામાં નખાવી દે છે? હું તો જે માતાનું દુધ નીરોગી હોય તેની વાત કરૂં છું, બાકી બીજી વાત પર તો પાછલથી બોલીશ. માતાના દુધ સમાન કોઇનું દુધ નથી, માટે જેમ બને તેમ માતાએ પોતાનુંજ દુધ ધવાડવું, આજકાલ તો ફેશન પડી ગઇ છે કે આયા પાસેજ બચ્ચાંને ધવડાવવું જે ઘણુંજ ખોટું છે, યાદ રાખવાની વાત તો એ છે કે બચ્ચાંને ધવાડવાથી માતા કદીબી નબલી પડતી નથી. અને નબલી

પડી જવાનો ભય જે નીરોગી માતાઓ રાખે છે તેઓ મોટામાં મોટી બેવકુફાઇ કરે છે. જે માતા પોતાના બચ્ચાનું ભલું ચાહે તેણે પોતેજ પોતાના બાળકને ધવાડવું જોઇએ.

ડોસી૦-ખરેખર, બાળક જેવું સુંદર ફુલ બીજું કોઇબી નથી તો તે ફુલને બીજાના હાથમાં સોંપવાથી તે બીજું માંણસ બચ્ચાને તેની પોતાની માતાની માફક સંભાલે નહીં અને જતનથી રાખે નહીં.

ડોસા૦—હવે પાછી તું અકકલ સીવાણની વાત કરે છે ખરી. હા, ત્હારી વાત ખરી છે. સંસાર એ સુખનું ઘર છે, ગોયા ખુશાલીનો બગીચો છે અને તે ખુશાલીના બગીચામાં બચ્ચું એક સુંદર શોભઇતું સુગંધીદાર નાજુક ફુલ છે.

ડોસી૦—હવે તો હું જરા કાફી પીવા જાઉં છું ડોસાભાઇ દીકરી રતન પાસેથી થાકેલી આવ્યા પછી મોઢામાં કંઇ મુકયુંબી નથી. મરૂરે મરૂ બધી તમારીપરથી, તમ્હેબી ચાલો નાસ્તો કરવા. નાસ્તો કરીને પછી એવી ડાહી ડાહી શીખામણની વાતો કરજો મરૂ.

## મહેનત.

ડોસા૦-ચાલ હવે નાસ્તો કીધો તે વાત સાંભલ. દીકરો સ્યાવક્ષ બજાર લાવશે અને દીકરી મહેરાં રાંધશે. અને તું અમથી યહાંથી ત્યાં અરડાઇને શું કરશે? મ્હારી વાત ધ્યાનથી સાંભલ, જે બાઇઓને નીરોગી રહેવું હોય તેઓએ ઘરનું કામકાજ કરવું ઘણુંજ અગત્યનું છે. સ્હવારના પહોરમાં જલદી ઉઠીને ખુલ્લી હવામાં ફરવું, ઘરમાં આવીને બજાર હાટનું કામ કરવું, રાંધી સીંધી ખાઇ પર-

વારીને સીવવું ભરવું, અને પછી સ્હાંજનાંબી બે કલાક ખુલ્લી હવામાં ચાલવું. ગામ ગામડાંઓમાં બાઇઓ એવીજ રીતે આખો દીવસ મહેનત કરે છે. જેથી તેઓ લાલ લાલ દેખાય છે, અને યહાં શહેરની બાઇઓ આળસાઇમાં વખત કાઢીને પીલી અને કમ-ઝોર બની જાય છે. મહેનત નહીં કરનારી બાઇઓને રાતના ઉંઘ બરાબર આવતી/નથી, તેઓ બદહઝમી અને હાથપગના દુખારાના દરદોથી પીડાય છે. જેમ માતાઓએ પોતાના પેટના બાળકોને પોનેજ ધવડાવવું જોઇએ, તેવીજ રીતે તેઓએ ઘરનું બધું કામકાજ નોકરો પર નહીં છોડવું જોઇએ. તંદરોસત રહેવા માટે પોતેબી સારી રીતે ઘરનું કામ કરવું જોઇએ.

ડોસી—તમ્હારી વાત સાંભળીને મ્હને હસવાનુંબી આવે છે અને રડવાનુંબી આવે છે.

ડોસ—તું તો હંમેશની એવી ચકરમ છે તો તેનેં હું શું કરૂં! આવી સારી સારી વાત સાંભલીને તુને રડવાનું તે વળી શાનું આવે, ડોસલી?

ડોસી —તમ્હારી વાતપર હું નથી રડતી. હું તો પેલી મહેનત નહીં કરનારી ઓરતની હાલતપર રડું છુ.

ડોસા—હમણા ના રડ, કાલે રડી લેજે! હમણા તો મુંગી મુંગી મ્હારી વાત સાંભલ, જો, સંસારમાં મરદ અને ઓરતનુ જોડું છે અને એ જોડું એક બીજાના અરધા અરધા શરીર જેવું છે—

ડોસી—ઓ માયરે! ત્યારે હુંબી અરધી ને તહમેબી અરધા કે!

ડોસા—તું તો પુરીજ હતે તો થ ણેજી મુકી આવતે! મ્હારી વાત સાંભળતી નથી ને નાહક વચમાં કુદકા મારે છે!

ડોસી—પણ હું તમહારા અરધા અરધાની વાત સમજી નહીં તેથી બોલી.

ડોસા—સાંભળ, અરધા અરધા એટલે સંસારનું બધું કામ બેઉએ સાથે મલીને કરવું જોઇએ, ઘરની સંભાલ બેઉથી થવી જોઇએ. મરદે સારી રીતે કમાવાની અને ઓરતે તેને સારી રીતે સંભાળથી ખરચવાની કોશીશ કરવી જોઇએ. બૈરાઓ નોકરોપર હાકમી કરે અને ઘર વાપર વખાતું નાખે, ખાઇ પીને ઇઝીચેર કે ઘોલીયા ભાંજે, અને સીક પડે ત્યારે દવાઇના ધીચોરા ધીચે તેથી કાંઇ કામ નહીં ચાલે. મહેનત કરવાવાલાઓજ સંસાર સારો ચલાવી શકે, અને મહેનતથી કસાયલા સુખી નીરોગી માબાપથીજ નીરોગી અને સુખી તંદરોસ્ત બાળક પેદા થાય. મહેનત નહીં કરવાથી અને આળસાઇમાં પડી રહેવાથી ખોટા ખરાબ વીચારોબી આવે છે, પેલી કહેવત છે કે "નવરે બેઠો નખ્ખોદ વાલે!" આજની છોકરીઓ તો જાણે મીણની પુતલી હોય અને તેને કાચની કબાટમાં શોભા માટે ઉભી કરવાની હોય તેમ ઘરનું કામકાજ કરે નહીં અને દાસકીબની ઠનીને ઘરમાં ફરતી ફરે અને ઇઝીચેરમાં પડતી રહે! આવી આળસાઇ કરનારીઓનેજ હીસ્ટીરીયાનું દરદબી થાય છે. આ દુનીયામાં જે લોકો આળસુ રહે છે અને મહેનત કરતાં નથી તેઓને પવીત્ર કુદરત સજા કરે છે, અને તેથી ગમે તેટલા પૈસા ટકા છતાં જે ઘરની બાઇઓ મહેનત કરતી નથી અને પોતાના શરીરને બેસી

બેસીને બગાડી નાખે છે તેઓને બચ્ચાં થતાં નથી. ઘણાં તેવંગરે જે બચ્ચાં કચ્ચાં વગર તલવલે છે તેનું એજ કારણ છે, અને ગરીઓને ઘણા બચ્ચાં કચ્ચાં હોય છે તેનુંબી એજ કારણ છે. મહેનત, મહેનતથી શરીર તંદરોસ્ત રહે છે અને બાળબચ્ચાં થાય છે.

ડોસી૦—ત્યારે તે બાઇઓને શાબાશી ઘટે છે કે જેઓ મહેનત કરે છે, પોતાના શરીરને કસે છે, અને સારા ગુણો ધરાવીને દેશને માટે સારાં બચ્ચાં પેદા કરે છે. દેશ તેવી માતાઓ માટે આભારી છે. પણ જેઓ પોતાના શરીરને કસતી નથી અને વાંઝણી હોય છે તેવી બાઇઓ તરફ અણગમો પેદા થાય છે.

ડોસા૦—બેશક, હવે ડોસલી તું અકક્લની વાત કરે છે ખરી.

## ખોરાક.

ડોસા૦—બચ્ચાંને જન્મ આપનાર માતાએ ભારી ખોરાક ખાવો નહીં જોઇએ, હલકો અને પુષ્ટીકારક ખોરાક ખાવો જોઇએ. દરરોઝ એક જાતનો ખોરાક નહીં ખાતા અદલ બદલ કરે કે જેથી ખાવાની રૂચીબી રહે અને પાચનશકતીબી વધે.

ડોસી૦—કોઇ કોઇ એમ કેહેછ કે થોડું થોડું થોડે થોડે વખ્તે ખાવું એ શું સારી વાત છે?

ડોસા૦—નહીં, એમાં મોટી ભુલ છે. કારણ કે બીજા અંગોની માફક પાચનશકતીનેબી કાંઇ વીસામો (વીશ્રામ) આપવો જોઇએ. જો પાચનશકતીને વીસામો અથવા આસાઇશ નહીં આપવામાં આવે તો ખોરાક જરતો નથી અને અજીરણ અથવા સંગ્રહીણી રોગ થાય છે

જે માતાને અજીરણ હોય તેનું દુધ બચ્ચાંને જો ધવાડવામાં આવે તો બચ્ચાંના પેટમાંબી દરદ થવા માંડે. માતા જે ખાય તે સારી રીતે પચે અને તેનો જે રસ થાય તે રસમાંથી બાળકનું દુધ બને છે. પ્રસુતી વખ્તે સ્ત્રીને લોહી નહીં હોય અથવા હમેલ વખતે સ્ત્રીના શરીરમાં લોહી બરાબર નહીં હોય તો બચ્ચાંના દેહનું પોષણ નથી થતું. લોહીથીજ જીન્દગી છે, લોહીથીજ ઝોર છે, લોહીથીજ દુધ બનવાને શકતી મલે છે, માટે માતાઓમાં સારૂ સાફ લોહી હોવાની ઘણીજ અગત્ય છે. દેહનું મુળ લોહી છે, શરીરનું બંધારણ લોહીથી છે તેથી શરીરમાં હંમેશા લોહી અને તેબી સાફ લોહી રાખવાની જરૂર છે કે જેથી દુધ બનીને બચ્ચાં તે દુધ ધાવીને આસુદા બને.

ડોસી૦—ત્યારે એમ કહોની કે દમ બાંધીને ખાવું જોઇએ.

ડોસી૦—વલી પાછું ત્હારૂં નળીયું ખીસી ગયું! અરે ઘેલી દમ બાંધીને ખાવાથી કાંઇ લોહી નથી થતું, પણ પચતું પચતું સારૂ અને થોડું ખાવાથી લોહી બને છે. રાતનો ખોરાક તો માતા થનારી બાઇઓએ થોડોજ ખાવો જોઇએ, અને સુવાની અગમજ કલાક બે કલાક અગાઉથી તે ખાવો જોઇએ.

ડોસી૦—ને ખાતી વખતે ઉતાવલ કરવી સારી છે કે ડોસાભાઇ?

ડોસા૦—નહીં રે ડોસીબાઇ, નહીં. ખાવાનું તો બરાબર ચાવી ચાવીનેજ ખાવું જોઇએ. વલી, એબી યાદ રાખવાની વાત છે કે ખાતી વખતે સુવાવડી સ્ત્રીઓએ હંમેશા મનમાંથી બધા વીચારો કાહાડી નાખીને શાંત મનથી ખાવું જોઇએ. ખાવાપીવાની બાબતમાં બાઇઓએ તેમજ મરદોએ હદ રાખવીજ જોઇએ જેથી શરીર તંદ-

રોસ્ત રહે છે, પણ માતા બનેલી—ન્હાનું ધાવતું બચ્ચું ધરાવતી-બાઇ એ તો જરૂરજ ખાવાપીવામાં મોટી સંભાલ રાખવી જોઇએ કેમ જે તેના ખાવાપીવાથી તેના પોતાના શરીરની અને તેના બાળકના શરીરની—એ બે શરીરોની-ઉપરે અસર થાય છે.

ડોસી૦—તેથીજ ત્યારે લોકો એમ કહે છે કે માતા અને બચ્ચાંની એકજ નાડ હોય છે.

ડોસા૦—હા, હવે ત્હારા ધ્યાનમાં મ્હારી વાત બરાબર ઉતરી ખરી.

## મન.

ડોસા૦—જો ડોસીબાઇ, હવે વધારે સાંભલ, એક બાઇને હમેલ રહયાં હોય ત્યારે તે બાઇએ પોતાના બચ્ચાંની ભલાઇને વાસ્તે સદા ન્હાના ન્હાના દુખોને ખમવા પડે તો તે ખમી જઇને હંમેશ ખુશી રહેવાની કોશીશ કરવી જોઇએ.

ડોસી૦—ત્યારે ઘેલા માણુસની માફક આખો દહાડો હમેલદાર ઓરતે હસ્યાજ કરવું જોઇએ.

ડોસા૦—ત્હારૂં મગઝ ઠેકાણે રાખ ડોસલી, અને મ્હારી વાત ધ્યાનથી સાંભલ. જે બાઇ હમેલદાર હોય તે જો ફકટ ખુશાલીનાજ હીંડોળામાં હીંચડા ખાયા કરે તો પછી તે પોતાની જોખમદારીનેબી ભુલી જાય છે.

ડોસી૦—તમારી વાતથી તો મ્હને ફેર આવી જાય છે! એ શું ઘેલું ઘેલું બકોછ? એક વખત હસવાબી કહોછ, એક વખત

રડવાબી કહોછ ! એક બાજુથી ઘરધણીને જાગવાબી કહો છો, બીજી બાજુથી ચોરોને ચોરી કરવાબી શીખવો છો !

ડોસા૦—બધા કામોમાં હદ છે, જે લોક હદ કુદાવી જાય છે તેઓના પગ ભાંગી જાય છે. દુખના વીચારોને દુર કરીને ખુશીબી રહેવું, અને વલી તે ખુશીને હદથી ઝીઆદા વધવાબી નહીં દેવી. એવીજં રીત રાખવાથી બાનુઓને સભ્યતા સાથની શરમ આંખમાં રહે છે. જે બાઇને શરમ લાજ નથી, તેવી બાઇને કોઇબી માન આપતું નથી. બાનુઓની લાજ શરમ તો તેઓના એક કીમતી દાગીના સમાન છે. જે બાઇ અને મરદમાં લાજની શુભ નીતી નથી તેઓ દુનીયામાં ગોયા નકામાંજ છે. માબાપ, ભાઇ બહેન, છોકરો છોકરી, નોકરો વગયરા સાથે, સગા સ્નેહીઓ સાથે, જે માતા આંખમાં શરમ રાખીને કામ લે છે તે માતાના બચ્ચાંબી તેવાંજ આંખની શરમવાલા આબરૂદાર નીકલે છે.

## નોકર—દુશ્.

ડોસા—કેટલાક અને ઘણા ખરા મોટા ઘરોમાં એવી ચાલ છે કે માતાને બદલે આયાજ બચ્ચાનું બધું કામકાજ કરે છે જે ચાલ તદ્દનજ ખોટી છે. આયા બચ્ચાંને નહવડાવે, તેને કપડાં પહેરાવે, ખવડાવે, તે બચ્ચાંને સાથે લઈને ફરવા જાય, ફરવા જતી વખતે આયા ગમે ત્યાં જાય અને ગમે તેની સાથે ગમે તેવી હલકી રીતે હસે બોલે તેની બચ્ચાંના મનપર ખરાબ અસર થાય છે, આયા કે બચ્ચાંને સંભાલનાર નોકર સાચુ બોલનાર, શાંત સવભાવ ધરાવનાર,

અને નેકચલન હોય તોજ તેને બચ્ચું બાહર લઇ જવા માટે સોંપવું સારૂં છે. નહીં તો બુરા સ્વભાવવાલા આદમીના હાથમાં અને સાથમાં રહેવાથી બચ્ચાં ખરાબ થઇ જાય છે.

ડોસી—ખરાબ થઇ જાય તો સાબુ લેઇને ધોઇ નાખવાના!

ડોસા-ચાલની ભુખી થઇ હોય તો જા ભોણું ખા. હું ધારૂંછું કે તું ભુખી થઇછ તેથીજ એવો ખોટટો જુઠ્ઠો લવારો કરેછ! અરે ઘેલી, બચ્ચાં ખરાબ થાય, એટલે સ્વભાવે બગડી જાય! તે તું તેને સાબુ લઇને ધોવા શાની નીકલી! દુનીયામાં એવો કોઇબી સાબુ નથી જે બીગડેલા સ્વભાવને ધોઇ શકે, સીવાય કે તે માણુસ પોતે જાતે સારી ચાલચલનપર ઉતરે.

ડોસી—પણ ત્યારે એમ સમજો કે કોઇ માતાને દુધ નહી હોય કે તે દુખી હોય તોબી તે પોતાના બચ્ચાંને પોતે કેમ દુધ પાય? દરદી દુધબી સારૂં નહીં.

ડોસા—તેવા સંજોગમાં ધવાડનારી બાઇ રાખવામાં આવે તો કંઇ અડચણ નથી, પણ સંભાલ રાખવી જોઇએ કે તે ધવાડનારી બાઇની ઉમર ઘણી મોટી નહીં હોવી જોઇએ, તે રોગી, ગુસ્સાવાલી, અને દુખી નહીં હોવી જોઇએ, સારા સ્વભાવની અને સારી ચાલચલણ ધરાવનારી બાઇનેજ ધવાડનારી તરીકેબી રાખવી જોઇએ અને તેવીજ બાઇઓને બચ્ચાં ફરવા હરવા લઇ જવા માટેબી સોંપવા જોઇએ.

ડોસી—વળી બચ્ચાંને કેવી રીતે કેડપર લેવાં, તેઓને કેમ બેસાડવા, અને સુવાડવા, તેની પણ પેલી નોકરને ખબરદારી જોઇએ. વારૂ, ઘણો વખત સુધી બચ્ચાંને પાસામાં દાબી મુકવાથી બચ્ચાંને નુકસાન થાય છે, કેમ?

ડોસા—હા, વળી હું કહીશ કે કોઇ બચ્ચાંને જો કોઇ વાતની ઝીદ્દ હોય તો તે સુધારવા માટેની લાયકાતબી તે નોકરમાં હોવી જોઇએ.

ડોસી—બચ્ચાંને દમ ધમકી આપીને મારવાથી તેઓ પોતાની બ્હોંસ છોડે કે નહીં?

ડોસા—નહીં, મારીને સુધારવાની આદત ખરાબ છે. પ્યારથી, ધીરજથી, અને રોઝની કોશીશથી બચ્ચાંની બુરી આદતો સુધારી શકાય છે. કોઇ કોઇ બચ્ચાંને અંગુઠો ચુસવાની આદત હોય છે જે આદત છોડવવાને વાસ્તે મારવું નહીં જોઇએ પણ તેના અંગુઠાપર કોઇ કડવી ચીઝ લગાડવી જોઇએ. વલી બચ્ચાંની મરજી પ્રમાણેજ બધું નહીં થવા દેવું જોઇએ, અને તેવી આદત છોડાવવા માટે બચ્ચાંને "બાહુરે" કરીને અથવા બીજી કોઈ રીતે બીહવડાવવાથી બચ્ચું બીહકણુ બની જાય છે.

ડોસી૦—તમારી વાત ખરી છે મ્હારા માયજીએ મ્હને એમ 'બાહુરે બાહુરે" કર્યા કીધેલું તે હવે હું એક બીલાડીનેબી જોઇને બીહુછ કેની.

ડોસા—અરે બીલાડીને શું, તું તો ઉંદર ને કસારી જોઇને બા બીહી ધ્રુજી પડે છે. ઘરડી થઇ ગઇ તોબી ત્હારી એ બીહક નહીં ગઇ! જો સાંભલ, દીકરી રતનને કહેજે કે બચ્ચાંપર નહાનપણથીજ ધ્યાન આપે, તેને સફાઇ સુઘડાઈ શીખવે, અને ખાતી વખતે કપડાં ખરાબ નહીં કરવાની તાલીમ આપે.

ડોસી–શું ઉંઉં તાલીમમાં મોકલે? ધાવતા બચ્ચાંને તાલીમમાં કોણ મોકલે? મરેરે તમ્હારૂ કંઇ દુશ્મનતું ખસી બસી ગયુંછ કે ડોસાભાઇ?

ડોસા૦–બેસ બેસ મુંગી મુંગી, ખસી તો ત્હારૂં ગયુંછ! તાલીમ આપે એટલે તેને કેળવણી આપે, શીખવે. તો તાલીમ ખાનામાં શાની મોકલવા બેઠીછ? આગલ સાંભલ, બચ્ચાંને સારી રીતે ઉચારવા માટે સાફ હવા, શરીર અને કપડાંની સફાઇ, નીયમ પ્રમાણે ખોરાક, અને થોડા દુ:ખથી ગભરાઇને ઘડી ઘડી દવા આપ-વાથી દુરી પકડવી જોઇએ. ખરાબ હવા અને બંધ ઓરડો બચ્ચા-ને માટે નુકશાનકારક છે.

ડોસા૦–જો, આગળ સાંભળ, જે માતાના થાનમાં ફુલ્લો યા સુઝન હોય તેણે પોતાના બાળકને દુધ નહીં આપવું જોઇએ. ફીફરૂં, ખહી, અને ગરમીની બીમારી ધરાવનારી ઓરતે પોતાના બાળકને દુધ નહીં આપવું જોઇએ. અને તેથી લાચારીએ ધવાડનારીજ રાખવી પડે તો ઉપર લખ્યા મુજબની નેકચલન ધવાડનારીજ રાખવી જોઇએ. પોતાનાં બચ્ચાંને ધવાડવાથી માતા કંઇ કમઝોર નથી બનતી પણ ઉલટી મઝબુત થાય છે. લેકીન, આજારી માતાના ધવાડવાથી તે માતાનું દરદ બચ્ચાંમાં ઉતરે છે. જે માતાઓ તંદુરેસ્ત હોવા છતાં બચ્ચાંને એમ સમજીને નહીં ધવાડતી કે બચ્ચાંને ધવાડવાથી તે પોતે નબળી પડી જશે, તો તેવું વીચારનારી માતા મુરખાઇ કરે છે. અરે, જે પાક પરવરદીગારે નવ મહીના સુધી બચ્ચાંને રાખવાની શકતી બક્ષી તેજ પાક દાદાર

શું બચ્ચાંનો ખોરાક આપવાની શકતી બચ્ચાંની માતામાં નથી મુકતો? મુકેછેજ.

ડોસી-વારૂં, એમ સમજો કે બાળકની માતા આજારી હોય, અને કોઇ નેકચલન સારી ધવાડનારીબી નહીં મલે તો તેવા સંજોગ વચ્ચે શું કરવું જોઇએ?

ડોસા-તો તેવે વખતે ગાય કે બકરીનું દુધ પીવાડવું જોઇએ. કોઇ કોઇ ગધેડીનુંબી દુધ બાળકને પાય છે જે હલકું અને માતાના દુધ સમાન ફાયદામંદ છે.

ડોસી-આજકાલ લોકો કાચની શીશીમાં દુધ બચ્ચાંને પીવાડે છે તે શું ખરાબ છે?

ડોસી૦—હવે એક વાત તમ્હે મ્હને કહેતા ભુલી ગયા છો, જે હું તમ્હોને સમજાઉં. જ્યારે બચ્ચાંને દુધથી છોડાવવાનું થાય ત્યારે માતાના કાનમાં સનસન થાય છે, આંખમાં જરા ઉજાસ ઓછો રહે છે, આંખની કીકી દુખાય છે, માથું ભારી થાય છે, ઘણી થાક લાગે છે, ખોરાક બરાબર પચતો નથી, અને પેટ સાફ આવતા નથી.

ડોસા—તે તુને એવી લાગણી થઇ હશે ત્યારે તું જાણેછ.

ડોસી—અરે હું તો બધું જાણુંછ. પણ તમ્હારૂં પાણી જોઉંછ કે કેટલું તેજદાર છે! હું જાણીને ખુશી છેઉં કે ત્હમારી અકકલનું પાણીબી કાંઇ ઓર કામ કરે છે. બઇરાં નથી જાણતાં તેટલું ત્હમે જાણોછ!

ડોસા૦—અરે પણ લગન કીધેલાં નહીં તો કોઇના લગન જોયલાં તો ખરાંની? સારી ચોપડીઓ વાંચવાથી બધી માહીતી મળે. તેં તો પાટીપર ધુળજ નહીં નાખેલી તે એવી એવી બારીકી જાણેજ ક્યાંથી?

ડોસી૦—બહુજ બારીકી જાણોછ ને ત્હમે બધા મોટા પંડીત છેઓ તે બોલોની જોઉં, એમ સમજો કે બચ્ચું દુધ પીતું હોય અને તે અરસા દરમીયાનજ માતાના થાનમાં દુધનું ઉતરવું બંધ થતું જાય તો શું સમજવું જોઇએ?

ડોસા૦—ડોસી એમ સમજવું જોઇએ કે માતાને હમેલ રહેલા છે.

ડોસી૦—તો તેવે વખતે શું કરવું?

ડોસા૦—ધાવતા બચ્ચાંને દુધથી એકદમ દુર કરવું જોઇએ, અને તેના પાલનને માટે બીજી વ્યવસ્થા કરવી જોઇએ.

ડોસી૦—હવે હું ત્હમને બીજા સવાલો કાલે પુછશ.

ડોસા૦—કેમ થાકી ગઈ કે ડોસલી?

ડોસી૦—હા મ્હને કામકાજ કરવાનુંબી છે કે નહીં! તમ્હે તો પરવરતા છેઓ.

ડોસા—હું પરવારતો કદી નથી રહેતો. તું હસવા મસકેરીમાં બોલે છે તે હું જાણુંછ, પણ હુંતો હમેશનો મહેનતુ છેઉં.

ડોસી—મરૂ રે મરૂં હું તમ્હારી પરથી.

## ગરભવંતી માતા.

ડોસી–આજે તો હું એ પુછવા માંગુ છું કે જે બાઇઓને માતા બનતી વખતે બહુ દુખ ખમવું પડે છે તેનું કારણ શું છે તે તમ્હે જાણો છો?

ડોસા–ગરભ વખતે હમેલદાર માતાના પેટ સાફ નહીં આવે તેથી જણુતી વખતે બહુ દુખ ખમવું પડે છે. પેટમાં મેલ જામી જવાથી પ્રસવ મારગ સંકોચાઇ જાય છે અને બચ્ચાંને જનમ આપતાં કષ્ટાય છે માટે, ગરભવતી માતાએ સંભાલ જે લેવાની છે તે એ કે પ્રસવનો વખત આવ્યો તે અગાઊ ડાકટરની સલાહ પુછી એરંડીયાંનો જુલાબ લેવો જોઇએ. એ જુલાબ બહુ સારો છે. વલી, હમેલ વખ્તે હમેલદાર ઓરતને પસીનો ઘણો પડે અને પીસાબ ઘણી આવે તો તેથી પ્રસવ પીડા ઓછી રહે છે, જેથી લોક હમેલદાર ઓરતને પાણી કાંઇક વધારે પીવા કહે છે. કોઈ હમેલદાર ઓરતને દુધ સાથ પાણી પીવા આપે છે. હમેલદાર ઓરતે પોતાનું શરીર હમેશાં સાફ રાખવું કે શરીરના છીદરો સાફ રહે અને તેમાંથી ખુબ પસીનો પડે. ગરભવંતી માતાએ ભારી ખોરાક નહીં લેવો અને તે ખુબ ચાવી ચાવીને ખાવો કે જલદી હજમ થાએ. હમેલ વખતે હમેલદાર ઓરતના પેટમાં દુખે તો તે મોટી આપદા જેવી વાત થાય કેમજે પ્રસતવના વખત અગાઉના મહીનાઓમાં તેવો દુખારો થવાથી બચ્ચું પડી જવાનો સંભવ રહે છે. મ ખાવા પીવામાં સંભાલ બહુ રાખવી.

ડોસી૦—જરા વધારે ખુલાસાથી સમજાવોની: ગર્ભવંતી માતાઓએ ગર્ભના વખત દરમ્યાન શું શું કરવું?

ડોસા—ખાતી વખતે બહુ પાણી નહીં પીવું, ખાઇ રહયા પછી સારી રીતનો આરામ લેવો, રાતના સારી રીતે ઉંઘ આવવી જોઇએ, રાતે ઉંઘ લાવવાને વાસ્તે દીવસના ઉંઘાવું નહીં, ઘણી વધારે મહેનત જેમ નહીં કરવી, તેમ આળસુબી નહીં રહેવું, કપડાં સફાઇદાર પહેરવા જોઇએ, અને કપડાં ઢીલાં જોઇએ. જે કામ કરવાથી મનમાં ધાસ્તી પેદા થાય તે કામ નહીં કરવું જોઇએ, કોઇ બીજી બાઇ માતા બનતી હોય યાને બચ્ચું જણતી હોય તે વખતે ત્યાં હાજર નહીં થવું જોઇએ.

ડોસી—સબબ?

ડોસા—સબબ એ છે કે પેલી બાઇને જો જણતી વખતે તકલીફ પડે તો પેલી ગર્ભવંતી તે જોઇને ગભરાઇ જાય અને તેના મનમાં ધાસ્તી પેસે.

## ઉપરનું દુધ.

ડોસા૦—જો સાંભલ, ઘણી માતાઓ બચ્ચાંના મુખ્ય ખોરાક દુધની બાબતમાં બહુજ બેદરકાર હોય છે. જેથી બચ્ચાંને નુકશાન થવા સાથે બચ્ચાંના મરણબી બાઝે વખ્તે નીપજે છે. વાસી અને કાચું દુધ કદીબી બચ્ચાંને પાવું નહીં જોઇએ. આપણી આંખો સામે જે દુધ દોહવાય તેજ દુધ તુરતજ કાચું પાઇ શકાય છે, નહીં

તો એક બે કલાક જવા પછીનું દુધ તો ઉકાળીનેજ પાવું જોઇએ. દુધને જો રાખવું પડે તો ઉકાલીને સફાઇદાર વાસણમાં રાખવું. ને પછી બચ્ચાંને આપતી વખતેબી પાછું ગરમ કરવું, સાત આઠ કલાકનું પડી રહેલું દુધ અને ફાટેલું દુધ કદીબી બાળકને આપવું નહીં. ગવલીઓ પાસેથી લીધેલું છુટક દુધ ઘણું ખરૂં બચ્ચાંને આપવુંજ નહીં, કેમજે તેઓ સફાઇ સુઘડાઇ તરફ બીલકુલ ધ્યાન આપતા નથી, દુધ જેવા તેવા વાસણમાં દોહવીને તેમા પાણી નાખવામાં આવે છે જે પાણીબી કેટલીક વખતે સ્વચ્છ નથી હોતું શહેરોમા બચ્ચાઓનું મરણ પ્રમાણ વધારે થાય છે તેનું કારણ આવું ખરાબ દુધ હોય છે. જો દુધ આપણે નજરોનજર દોહવાવીને લઇ શકતા નહી હોઇએ તો લાચારીએ વેચાતા લીધેલા દુધને સફાઇદાર વાસણની અંદર નાંખીને ખુબ ઉકાલીને પછીજ બચ્ચાંને પાવું

ડોસા—કાચની શીશીથી દુધ પીવાડવામાં નુકશાન તો કંઈ નથી થતું, પણ તે શીશી દરરોઝ સાફ રાખવાની અને તેને હર વખતે ધોવાની ઘણી અગત્ય છે. દુધ પોતે તો સારૂં છે, પણ જરાક જેટલુ મેલ પડવાથી કે ખરાબ શીશી હોવાથી તે ઝહેર જેવું નુકશાનકારક થઇ જાય છે. માટે દુધને હંમેશાં ઢાંકેલું રાખવું, શીશી હંમેશાં ગરમ પાણીથી ધોઈ સાફ કરવી, અને રબરની બોટણીને સદા ફુંકા પાણીથી ધોવી.

ડોસી—વારૂ, એબી તો કહો કે બચ્ચાંના પેદા થયા પછી કેટલે વખતે દુધ ઉતરે છે?

ડોસા–દરેક માતાના થાન (સતન)માં એકજ નીયમથી દુધ ઉતરતું નથી, કોઇને એક બે દીવસનો વખતબી લાગે છે.

ડોસી–વારૂ, કોઈ કોઈ બાઇઓ બચ્ચાંને ત્રણ ચાર દીવસ સુધી થાન આપતી નથી તે શું સારી વાત છે?

ડોસા–નહીં. પાક પરવરદેગારે જ્યારે બચ્ચાંના ખોરાકને માટે માતાના થાનમાં દુધ પેદા કીધું છે, ત્યારે બચ્ચાંને દુધ નહીં ધવાડવામાં ખોટું કામ કરવામાં આવે છે.

ડોસી–પણ, એમ સમજો કે કોઈના થાનમાં ત્રણ ચાર દીવસ સુધીબી કદાચ દુધ નહીં ઉતરે, તો શું તેવી માતાઓએ પોતાના થાનને બચ્ચાંનાં મોંઢામાંબી નહીં મુકવા?

ડોસા–બેશક, પાક પરવરદેગારની કુદરત એવી છે કે દુધ ઉતરવાનો રસ્તો લે છે. વળી, કેટલીક માતાઓ બચ્ચાંને એકજ થાન ઘણું ખરૂં આપે છે તેથી નુકશાન થવાનો સંભવ રહે છે. અને બચ્ચુંબી ઘણો વખત સુધી એક કોરે પડી રહેવાથી દુખી થાય છે.

ડોસી–બચ્ચાંને ઘડીઘડી દુધ ધવાડવું સારૂં છે?

ડોસા૦–નહીં, દીવસમાં ત્રણ ત્રણ કલાકેજ ધવાડવું સારૂં છે. બચ્ચું જેમ જેમ મોટું થતું જાય તેમ તેમ કલાકોનો અંતર વધારે રાખવો. ઓ ડોસલી! તું તો મ્હને એવા સવાલો પુછે છે કે જાણે કોઇ દહાડે તેં એવું કાંઇ જાણ્યુંજ નહીં હોય! ભણ્યા પણ ગણ્યા નહીં તેવી હાલતનો મુકાબલો જોવો હોય તો ત્હારામા છે, અને જો એ વાત લોક જાણે કેની તો મ્હને ને તુને બેઉને ખરાબ લાગે.

ડોસી–એમાં ખરાબ શાનું લાગે? સૌ જાણેછ કે મ્હારામાં અક્કલ ઓછી છે ને મરૂં મરૂં બસો વરસના ઘરડા ડોસા થાઓ

તે તમ્હારામા અકકલ ઘણી છે. શું બધી ડોસીઓને એ બધી વાતની ખબર હોય કે? એવી એવી વાતો તો તમ્હારા જેવા ડાહ્યા પાકકા માટીડાઓજ જાણી શકે.

ડોસા—હવે ત્હારા લાડ છોડી દે. ઓવરણા શાની લેછ? તુને આએ બાબતમાં જેબી પુછવું હોય તે પુછી લે, નહીં તો બાહર જવશ તો કાલપર રહી જશે. મ્હારેબી સ્હાંજના દીકરી રતનને મલવા જવાનું છે. મ્હને આશા છે કે તું ત્હારૂં અજ્ઞાનપણું દુર કરી ને મેં જેમ આજે બધું તુંને સમજાવ્યુંછ તેમ તુ દીકરી રતનને સારી રીતે સમજાવશે.

ડોસી—જેટલું યાદ રહેગે તેટલું બોલશ, નહીં તો પાછી તમ્હો જીભરાવાનેજ પુછવા આવશ! લે ચાલો, વલી પાછા મદદઇના ડોળા આસમાનસે ના ચઢાવી દેઓ.

## દુધ છોડાવવું

ડોસી—કોઈ કોઇનું એવું કહેવાનું છે કે માતા જેમ નવ મહીના સુધી બચ્ચાંને પેટમાં રાખેછ તેમ બચ્ચાંના જનમ પછી નવ મહીને દુધથી છોડાવવું જોઇએ.

ડોસા—ખરીજ વાત છે. બચ્ચાંના જનમ પછી નવ મહીના સુધી બચ્ચાંને માતાએ ધવાડવું જોઇએ, જો નવ મહીનાની આગમજ ધવાડવાનું બંધ કરવામાં આવે તો બચ્ચું નબલું પડી જાએ અને જો નવ મહીના પછી બંધ નહીં કરવામાં આવે તોબી બચ્ચાંને નુકશાન પહોંચે. એક સારા ડાકટરનું એવું કહેવાનું છે કે નવ મહીનાનું બચ્ચું થાય તે પછીબી જો ધવાડવાનું ચાલુજ રાખવામ

આવે તો પછી બચ્ચાંને વારંવાર દુધ પચતું નથી, અને માથામાં અને કાનમાં દુખારો થાય છે. કોઇ કોઇ બચ્ચું જે નબળું હોય તોજ તેને એક વરસ દુધ ધવાડવામાં આવે, પણ વરસ પછી તો તેનેબી નહીંજ ધવાડવું. કેમજે નીયમથી વધારે મહીના ધવાડવાથી બચ્ચાં શરીરે ઢીલા, પગના પોચ્ચાં, અને છાતીના સંકોચાયલા રહેવા પામે છે.

ડોસી—જોકે મ્હને કેટલીક વાતની માહીતી છે ડોસાભાઈ, છતાં હું તમ્હને એટલા માટેજ પુછું છું કે તમ્હારી તરફથી વધારે જાણવાનું બની શકે. પેલી કહેવત છેની કે "પુછતો પંડીત" તેથી, હું પુછુંછ કે દુધ કેમ છોડાવવું?

ડોસા—દુધ એકાએક છોડાવી શકાતું નથી. ધીરે ધીરે છોડાવવું. ધાવણું છોડવ્યા પછીના બે ત્રણ દીવસ માતા એ બચ્ચાંની પાસે વધારેવાર રહેવું નહીં, પણ યહાંથી ત્યાં તેનેથી છુપાતા દુર રહેવું. તે પછી, એટલે દુધ છોડવ્યા પછી, દુધ આવવાનું કાંઇ એકદમ બંધ નથી થતું. દુધ રફતા રફતા ઓછું થાય છે અને તે ઓછુ થઇને આવતું બંધ થાય તેથી માતાએ હલકો ખોરાક લેવો જોઇએ અને બની શકે તો જુલાબ લેવો.

ડોસી૦—આએ તો ઘણીજ સારી વાત કહી.

## બચ્ચાંની તબીયતની બાબતમાં.

ડોસા૦—બચ્ચાંઓને ઘડીઘડી દવાઇ પાવી સારી નથી, જ્યાં સુધી બની શકે ત્યાં સુધી ઘરના ઉપાયો કરવા જોઇએ, અને જ્યારે

લાચારીએ દવા કરવીજ પડે તો તે માટે કોઇ ચતુર વઇદ કે સારા હોશીયાર ડાકટરની દવા કરવી જરૂરી છે.

ડોસી૦–બચ્ચાંના પેટમાં દુખ થાય છે તે કેમ જાણી શકાય વારૂ ? તેની ખબર છે કે બેસોની ?

ડોસા.–બધી ખબર છે. જો સાંભળ, બચ્ચાંના પેટમાં દુખે ત્યારે તેઓનો રંગ ફીકો થઇ જાય, પેટ ગરમ થઇ જાય, જીભમાં છાગરા છાગરા પડેલા હોય તેવું લાગે. માતાનું દુધ બરાબર નહીં હોય, માતાના મનમાં ફીકર સદા રહેતી હોય, બચ્ચાંને સરદી થવાથી અથવા દાંત આવવાથી બચ્ચાંના પેટમાં હોરમાય અને દુખ થાય. કેટલીક વખતે બચ્ચાંને પેટમાં દુખતું હોય તો તેની માતા તેને ધવાડે છે જેથી દુખ બેવડું વધી જાય છે, એક તો પેટનું દુખ તેમાં વલી ઉપરથી દુખી ભારી પેટપર દુધનો ભાર !

ડોસી૦—ઘણી વખતે બચ્ચાંની પીશાબ બહુ થઇ જાય છે તેનો શું જવાબ ?

ડોસા૦—બચ્ચાંને ઘણો વખત હાથમાં અને હાથમાં રાખવાથી અને ભીનાયલા ખરડાયલા બોરત્યાં અને કપડાં સાથે તેને પાડી રાખી મુકવાથીબી પીશાબ બંધ થઇ જાય છે, પીશાબ બંધ થઈ જવાથી ફુકકો ફુલી જાય છે અને બચ્ચાંને તાવ આવે છે. વલી, બીજી એક વાત કહું. બચ્ચાંને ઉંઘની બહુ જરૂર હોય છે તેથી સારી રીતે ઉંઘાવા દેવા, અને સુતેલા બચ્ચાંને ઉઠાડીને ખવાડવું એબી નુકશાનકારક છે, ઘરમાં જેમ સાફ હવા આવવા દેવી જોઇએ

તેમ બચ્ચાંને ઠંડી લાગી જાય, તેવી રીતે એકદમ હવાના મોંઢામાં સુવાડવાં નહીં જોઇએ. જેમ રાતના સાફ ચોખ્ખી હવામાં બચ્ચાંને સુવા દેવાં જોઇએ, તેમ દીવસમાં સહવાર સ્હાંજ ચોખી હવામાં બચ્ચાંને ફરવા હરવા જવા દેવા જોઇએ.

ડોસી૦—ઓ માયરે કોઇની નજર લાગી જાય તો !

ડોસા૦—બીલકુલ હીન્દુસ્તાની ! ડોસી તું પોતેબી બીલકુલ હીન્દુસ્તાનીજ છે ! હીન્દુસ્તાનના લોકને એજ બુરો વ્હેમ છે, અને તેથીજ બચ્ચાંની તબીઅત નબલી રહે ! નજર બજર ઓલ હમણગ !

ડોસી૦—મરૂરે મરૂં તમ્હારીપરથી ! ધરડા થયાછ તોબી અંગ્રેજી બોલોછ કેની ત્યારે બઇયર મરે તે એવા શોભોછ કે નરા નરા જાણે જાંગલા !!

ડોસા૦—જો આગલ બચ્ચાંની તબીઅત જો સારીજ રાખવી હોય તો તેઓના ખાવાપીવા ઉપર બહુજ ધ્યાન માતાએ રાખવુ જોઇએ. ખવાડવું ઘણું સારૂં નથી. જેટલું જેરવી શકે તેટલુંજ બચ્ચાંને ખવાડવું. બચ્ચાંનું પાલન પોષણ નીયમને અનુસારજ થવું જોઇએ. માંદા પડે ત્યારે બચ્ચાંને પહરેજી આપવાની સંભાલ રાખવીજ જોઇએ અને બચ્ચાંના કપડાં હંમેશા સફાઇદાર રાખવા જોઇએ. ખાવા પીવામાં સંભાલ નહીં લેવાથી ઘણાં બચ્ચાં માર્યા જાય છે.

ડોસી—બીજું કંઈ?

ડોસા—બીજું એ કે ન્હાની અવસ્થાની માતાના બચ્ચાં કમઝોર રહે છે. અને દાખલા તરીકે કેટલીક માતાના મોટી ઉમરના છોકરા

ન્હાની ઉમરવાલા કરતાં તાકતમાં અને અક્કલમાં ઓછા રહે છે તેનું એજ કારણ છે કે જ્યારે તે ઓછી તાકતના છોકરાં જનમેલાં ત્યારે તેમની માતા પોતેજ ઓછી તાકતની હતી, વલી બીજી એ વાત છે કે એકજ માબાપના જુદા જુદા બચ્ચાં છોકરાં જુદી જુદી ખાસીયતના હોય છે તેનું એ કારણ હોય છે કે માતાએ બચ્ચાંના ગરભ વખતે જેવો જેવો વીચાર કીધેલો અને જેવો જેવો સ્વભાવ રાખેલો તેવીજ અસર તે બચ્ચાંઓપર પડેલી. મતલબ કે જો સારા વીચારવાલા અને નેક બચ્ચાં જણવા હોય તો માતાએ ગરભ હોય ત્યારે માતાએ પોતેજ સારા વીચારો કરવા જોઇએ અને નેક બનવું જોઇએ, માતાના સારા ગુણોથી બચ્ચાંબી સારાંજ ગુણ શીખે છે માટે માતાએ બચ્ચાં સાથે સારી લાયકાતથીજ વરતવું અને સારીજ તઅલીમ તરબીયત આપવી. હમણા તેં બચ્ચાની તબીયત સાથે સ્વભાવની બાબતબી જાણી, હવે છેલ્લી બાગત સાંભલ.

## માતા-વ્હાલી માતા.

ડોસા—અમે માટીડાઓ તો નોકરી-ધંધો કરવા બાહર રહીએ છીએ, પણ ઘરમાં બચ્ચાંઓ સાથે જે રહે છે તે તમ્હે માતાઓ છો. માતા જેમ બચ્ચાંને પાલે-પોશે-શીખવે-કેળવે તેમ બચ્ચાં ઉઘરે છે અને કેળવાય છે. પોતાનાં બચ્ચાંને મીઠા બોલોથી અને સભ્યતાથી એક માતા તેમને સારા બોલો બોલનારા અને નમનતાઇ ભરેલા બનાવી શકે છે. માતાએ ગુણવંતી બનવા માટે સારી સારી માતાઓ જે થઇ ગઇ હોય તે લોકનાં જીવન ચરીત્ર વાંચવા જોઇએ. સારી ચીઝો જોઇને સારી વાતથી લાયકી બતાવવામાં એક માતા પોતાની આસ-

પાસના પોતાના બચ્ચાંઓનેબી ભલા બનાવી શકે છે. માતા પીતાએ કદીબી બાળકોની સામે ખરાબ શબ્દો બોલવા નહીં જોઇએ, પણ હમેશાં તેઓએ પોતાના બાળકો સારા શબ્દો શીખે તે માટે સારી વાત કરવી જોઇએ. જેવું ખેતર હશે તેવોજ પાક થશે. બચ્ચાં માતાના લોહીથી બનેલા હોય છે અને તેથી માતાએ બચ્ચાંના ભલાંને ખાતર પોતે ભલી થવું જોઇએ.

ડોસી–અને ત્યારે માતા જ્યારે પોતાના બચ્ચાં માટે આટલી બધી તકલીફ લે ત્યારે બચ્ચાંએ માતા માટે શું કરવું જોઇએ?

ડોસા–બચ્ચું માતાની આંખની કીકી, જાનનો જાન, અંતકરણની ખુશી અને સુખનું મુળ છે તો તેજ પ્રમાણે બચ્ચાંએબી મોટા થઇને તે વહાલી માતાને મોટું માન આપવું જોઇએ, માતાને આંખોમાં રાખવી જોઇએ, જાનથી ઝીઆદા અઝીઝ સમજવી જોઇએ, અને માતાના પગની ખાકનેબી પોતાની આંખોપર લગાડીને માતાના કહયાસર ચાલીને તે વહાલી માવતરને સદા સુખ આપવું જોઇએ. માબાપને સુખ આપવાથીજ બચ્ચાંઓ સુખી થઇ શકે છે. દુનીયાના દરેક બેટા બેટીએ પોતાના માબાપને સદા સુખ આપવાનીજ કોશેશમાં રહેવું જોઇએ. પહેલા પાક પરવરદીગારની બંદગી અને પછી મા બાપની સેવા.

ડોસી–તમ્હારૂં કહેવાનું ખરૂં છે. મા બાપને સુખ આપવાથી બેટા-બેટીઓ માન પામે છે અને સુખ જુએ છે. માય જેવો મીઠો મેવો કોઇજ નથી, માય શબ્દમાંજ કેટલો બધો મીઠાશ છે! "માય" એમ બોલવાથીજ કેટલું બધું સુખ મલી શકે છે! માંદા બચ્ચાંના માથાંપર માય હાથ ફેરવે તો તે બચ્ચાંને કેટલો બધો સધીયારો મલે છે!

ડોસા–હવે તું પુરી અકકલવાળી થઈ.

ડોસી-તમ્હારી અકકલવાલી વાત સાંભળીનેજ હું અકકલવાલી થઇ. મરૂં રે મરૂં હું તમ્હારી ઉપરથી.

# પદમણી.

અરાવલીના ડુંગરાઓની નીચી સપાટી ઉપરથી એક જવાન કદાવર રાજપુત એક સ્હવારે ઘોડેસ્વાર થયલો કદમ દર કદમ પસાર થતો હતો. તેના દેખાવ ઉપરથી તુરત માલુમ પડી આવતું હતું કે રાજસ્તાનનું સુર આપનારૂં લહુ તેના આખા તન બદનમાં ઉછાલા મારતું હતું. તેનું નામ પ્રતાબસીંહ હતું, અને જે વખ્તની આપણે વાત કરીએ છીએ તે વખ્તે તેના શરીરપર શીકારે જતી વખ્તે પહેરે તેવાં કપડાં હતાં, તેના હાથમાં એક ભાલો હતો.

કેટલોક રસ્તો કાપ્યા પછી એક જંગલી ભુંડ તે જવાન રાજ પુત શીકારીની નઝરે પડયું અને તેના શરીરમાં પોતાનો લાંબો ભાલો ભોકી દેવામાં પ્રતાબ ફાવ્યો, મગર તેજ વખ્તે તેના ઘોડાનો પગ એક ખાબોચ્યામાં પેસી ગયો જેથી ઠોકર ખાઇ ઘોડો પડયો. પ્રતાબે જોયું કે આ ઘણું ખોટું થયું હતું, છતાંબી હીમત ન હારતાં તે પડતે ઘોડેથી કુદી પડયો અને તેણે પોતાની તલવાર મ્યાનથી ખેંચી કાઢી. વિક્રાળ જંગલી ભુંડની આગળ તે ટુંકી તલવાર શી બીસાતમાં? પ્રતાબ અને તે ભુંડ બન્નેની ગોયા એક લડાઇ થઇ અને

રહેજ ઝખ્મી થયલો પ્રતાબ વધારે સંકટમાં ફસી જવાની અણીપર હતો તેજ વખ્તે હવામાં જાણે ગયબથી એક તીર ઉડી આવ્યો, તે તીર પેલા ભુંડના શરીરમાં જોરથી દાખલ થયો, અને ભુંડ ઝમીન પર પછડાઇ આલોટયાં ખાઇ મરણને *શરણ થયું.

પોતાના દુશમનને મારવામાં કોણનો હાથ હતો તે જોવા માટે પ્રતાબે આજુબાજુમાં નઝર ફેરવી, અને પાહડમાં પાસે પાસે ઉગેલા બે ઝાડોની વચ્ચે તેણે તે એક આકારને જોયો કે જે તેના દમનેબી ઘડીભર રૂઠી નાંખનારો હતો ! એક અરબી ઘોડાની ઉપર પંદર કે સત્તર વરસની એક અતી ખુબસુરત છોકરી બેઠી હતી અને તેની પાસે તીરકામઠું હતું. અહાહા ! તે ખુબસુરત બુલબુલના નાઝુક હાથોથી છુટેલા ઝહેરી તીરેજ પેલા ભુંડનો પ્રાણ લીધો હતો. પ્રતાબની આંખોમાં તે ખુબસુરત સુંદરી એક આકાશી હુર મીસાલ લાગતી હતી, અને તેના બે કારણો હતાંઃ એક તો તેની અતીખેંચાણકારક ખુબસુરતી, અને બીજુ તો વીરપુરૂષોની મીસાલની તે છોકરીની સુરવીરતા! મગર પ્રતાબ પોતાની અજાયબીમાંથી પુરસાવધ થાય તે અગાઉ તો પેલી છોકરીએ પોતાના ઘોડાનો ચ્હેરો ફેરવ્યો, અને ત્યાંથી પવનવેગે જંગલ તરફ ગોયા ઉડી ગઈ.

મગર, હવે સુરજ વધારે અને વધારે તપતો હતો અને પ્રતાબને ભુખ અને પ્યાસ લાગી હતી. તે હવે જંગલમાંથી કોઇ માણસાઇ રહેઠાણવાલી જગ્યાપર જવા ઇચ્છતો હતો અને તેમાં નાસીપાસ થયો નહીં. પેલી સુંદરી ગઇ તે તર્ફેજ ચાલુ મુકતાં આખીર પ્રતાબની મુરાદ બર આવીઃ થોડે દુર નવા બાંધેલા કેટલાંક ઝુંપડાઓ તેની નઝરે પડયાં. તે ઝુંપડાંઓની વચ્ચે એક મોટું ઝુંપડું હતું, જેમાં અજીતસીંહ નામનો એક રાજપુત વસ્તો હતો જે ન્હાના એક

રાજનો માલીક હતો છતાં દાઉદ નામના એક અફઘાન સરદારથી હારીને ન્હાસી જંગલમાં પોતાના કેટલાંક માણસો સાથે રહેતો હતો.

પ્રતાબસીંહને અજીતસીંહ અને તેના માણસોએ મોટી ઇઝઝત આપીને બેસાડયો, તેની આગતા સ્વાગતા કીધી, તેને ખાવા પીવા ઉમદા ચીઝ આપી, અને તેના અહેવાલથી વાકેફ થયા. પોતેબી એક રાજપુત કુલનો સરદાર હતો એવું કહીને પ્રતાબસીંહે પોતાનો જાન એક સુંદરીએ ભુંડથી કેમ બચાવ્યો તે વાત જણાવી.

"ત્હમે જે કન્યાની વાત કરો છો તે મ્હારી બેટી પદમણી સીવા બીજી કોઇ નહીં હોય." અજીતસીંહે કહયું." અમને જયારથી અફઘાનોની ધાસ્તીથી ન્હાસીને આ જંગલમાં આવવાનું થયું છે ત્યારથી એ છોકરીમાં એક લડવઇયાનું સુર આવી ગયું છે અને હરરોઝ તીર કામઠું લઇને નીકલી પડે છે. હું તો એક રીતે એનાથી બેઝારબી છું."

"હું તેને અતી ઘણો વખાણું છું." પ્રતાબ બોલ્યો "તે ખુબસુરત હોવા ઉપરાંત આવી પ્રાક્રમી છે તો મ્હારે મનથી તે એક ઘણી લાયક બાનુ છે. એના જેવી સુંદરીને મ્હારી પરણેતર બનાવવા હું ખુશી થાઉં."

"તે ત્હમારી વાત ઠીક છે." પ્રતાબને પરવાના મીસાલ તુરતજ તે ચીરાગપર ભમતો થયલો જોઈ અજીતસીંહે ખુશી બતાવી "પણ, પદમણી પોતે કોને વરવા માંગે છે, તેની આપને ખબર નહીં હોય! તે તો એમ કહે છે કે જે કોઇ શખ્સ અફઘાન સરદાર દાઉદને હરાવી તેનું બાપીકું ન્હાનું રાજ પાછું અપાવે તેનેજ તે પરણે, પછી ભલે તો તે કોઇ કદરૂપો રાક્ષસ કાં નહીં હોય!"

"મોટી ખુશીથી" પ્રતાબે જવાબ આપ્યો "ત્હમારૂં રાજ અફઘાનોને હાથથી જીતી આપવા હું તૈયાર છું. મોગલ પાદશાહની

ધારતી જે આવી મોટી છે તેની સામે થવા હું હીમત કરી શકુંની તો એવા ન્હાના અફ્ઘાન સરદારની શી બીસાત? આપણા બાપ દાદાનું સુરાતન આપણામાં જીવતું છે, અને જો કે આપણે હમણાં ઘણી નબલી સ્થીતીમાં છીએ તો પણ આપણે પ્રાક્રમ કરી બતાવવાને તો રાજપુત્રો તરીકે કમતી કરનાર નથીજ."

તેજ દીવસે વલી પદમણીના હાથની એક બીજી માંગણી ન ધારેલી આવી! જે અફ્ઘાન સરદારે પદમણીના બાપને તેના રાજથી હાંકી કાઢયો હતો તેણેજ તે માંગુ મોકલ્યું હતું: તે પોતે પદમણીને, તેની ખુબસુરતીનું બ્યાન સાંભલી અંજાઇ જઇને, પરણવા માંગતો હતો. દાઉદખાને અજીતસીંહના જંગલનાં રહેઠાણમાં એક વીશ્વાસુ. પયગામચી મારફતે કહેવડાવ્યું કે પદમણીનું મુખ ચંદ્રમાં જેવું, તેની આંખો તારા જેવી, તેના દાંતો મોતી સમાન હતાં અને જો તે ખુબસુરતી રાઝી વ ખુશીથી દાઉદને નહીં આપવામાં આવે તો તે (દાઉદ) શમશીરો તેગો તબરની ઝબરદસ્તી ચલાવશે, અજીતસીંહના ઝુંપડાંઓને ઝમીનથી ઉંડારશે, અને પદમણીને બાઝુલ્મ લઈ જશે.

અજીતસીંહ દાઉદના કહેણથી એટલો તો ગુસ્સામાં આવી ગયો કે તેણે ચાહયું કે પેલા પયગામચીનું સર તનથી જુદું કરે. તે ગુસ્સાથી પદમણી પાસે ગયો અને તેને બધી વાત કહી સલ્લાહ માંગી અને પ્રતાબસીંહે તેની માંગણી કીધી હતી તે વાતથાબી પદમણીને તેણે વાકેફ કીધી.

"પીતાજી, દાઉદના કાસદનું માથું છટકાવવામાં ફાયદો નથી. તેનું માથું કાપી નાખવાની પહેલાં તમે મ્હારી સલ્લાહ લેવા આવ્યા છો તો ચાલો આપણે પ્રતાબસીંહની એ સલ્લાહ લેવા જઇએ." પદમણીએ કહયું, અને તેઓ પ્રતાબ પાસે ગયાં.

ત્રણેએ થોડીકવાર સુધી કાંઇ છુપી મસલહત ચલાવી અને પછી અજીતસીંહે દાઉદના પયગામચીને જવાબ આપ્યો.

પયગામચીનું દીલ સર્દ તો નહીં મગર ગર્મ કરનારો તે જવાબ હતોઃ

"આજથી બરોબર ત્રીસમે દીવસે હું મ્હારી બેટીને છાજતી ધામધુમથી દાઉદને ત્યાં પરણવાં મોકલીશ. તું જા, અને ખુશીની એ ખબર તેમને કહે."

તે અફ્ધાન સરદારનો પયગામચી ગયો અને તે ખુશખબરી સુનાવી કે દાઉદ પોતાની મુરાદના દરખ્તપર ફુલ આવેલા જોઇને ખુશીથી મગરૂર થઇ ગયો! તેણે રાજની ફીકર અને ઝીકર મુકી દીધી, અને પદમણીના સ્વપ્ના જોવા માંડયા! તે બેદરકાર અને બેનમીઝ બની ગયો, જ્યારે પેલી તર્ફ રાજપુતોએ તેનું કાટલું કાઢી નાંખવાની બની શકતી તૈયારીઓ કરવા માંડી.

આખીર, વખ્ત આવ્યો કે જે દીવસે પદમણીને દાઉદ સાથે પરણવા દાઉદના રાજમાં લઇ જવામાં આવી. પદમણીની પાલકીની આગલ છ પાલકી હતી. તેની આજુબાજુમાં છ હતી, અને પાછલ છ હતી. એ બધી પાલકીઓમાં કન્યાને પહોંચાડવા જતી તેની સગપણુની બાનુઓ હતી એવો દેખાવ કરવામાં આવ્યો હતો, મગર બાતીનમાં કાંઇ જુદુંજ હતું! દરેક પાલકીની અંદર છ છ બાહાદુર જવાન લડવૈયાઓ હતા, જેઓ હત્યારથી તમામ સજાયલા હોવા છતાં ઉપરથી તેમનો ઝનાની લીબાસ તેમને મર્દો નહીં, લેકીન ઔરતો તરીકે બતાવતો હતો અને તેમના હત્યારને છુપાવતો હતો!

પદમણી પોતે એક સુરવીરના મુકાબલામાં ઉતરે તેવી છોકરી હતી અને તેની પાલખીમાંના નર્મ નર્મ ગદેલાની નીચે તલવાર અને કટાર મુકેલી હતી! તેની પાલખીની પાછલ તેનો ઘોડો લઇને એક સઇસ ચાલતો હતો, મગર તે નામનો સઇસ હતો! સઇસના લીબાસમાં પ્રતાબ પોતે હતો! વલી દરેક પાલખીને ઉંચકીને ચાલનારા નૌકરો કાંઇ સીર્ફ નૌકર ન હતા, તેઓ શમશીરો ખંજરને પોતાની નૌકરીમાં રાખનારા મર્દે શેર હતા!

પ્યારની નશામાં મદહોશ બનેલા દાઉદે તો શાદીની તૈયારી કીધી હતી એટલે તેના માણસો તમામ હત્યારોથી સજાયલા નહીં હતા. તેઓએ પોતાની અગાઉ થઇ ગયલા મોગલ પાદશાહો અકબર અને જેહાનગીર મીસાલ રાજપુત બેગમને પોતાના સરદારની મ્હોરદાર બનતી જોવા માટે ગોયા અકકલના ઘોડાનેબી કમતમઝીના તબેલામાં છોડી મુકયા હતા! તેઓએ શહેરનો દરવાઝો રાજપુતો માટે ખોલ્યા પછીથી તે ફરીથી બંધ કરવાનીબી બેદરકારી કીધી, અને રાજપુતો તક જોઇને તુટી પડવાની દર પલે રાહ જોતા. દાઉદને મારવાની આ હીકમત પ્રતાબસીંહે બતાવી હતી, અને હમણાંબી તેના છુપા હુકમથીજ રાજપુતો અફઘાનોપર આ સુફેદ છાપો મારનાર હતા. પદમણી પોતાની પાલખીના બાકોરામાંથી ઝાંકી ઝાંકીને પોતાના ભવીષ્યના ભરતારને જોતી હતી, ગોયા તે શેરદીલ જવાનને ખુશી થઇ થઇને નીહાલતી હતી.

થોડી વાર પછી પ્રતાબસીંહ તરફથી એક આવાઝ થયો, અને તેજ વખ્તે ઝનાની લીબાસ વીજળીના ચમકારા મીસાલ હટી ગયો, શમશીરો ચમકી રહી, અને અફઘાનોપર રાજપુતો તુટી પડયા. દાઉદ ખરો મામલો સ્હમજી ગયો, તેણે લશકરી તૈયારી કરવાને

માટેનું રણસીંગ ફુંકાવ્યું, મગર તેનું લશકર તૈયાર થાય તે અગાઉ શહેરનો દરવાઝો બંધ કરવાની યાદથી તેઓ બીલકુલજ દુર રહી શકયા, જેથી શહેરની બહાર અજીતસીંહની સરદારી હેઠળ છુપાયલા રાજપુતો આવી પહોંચી અંદર દાખલ થયા અને તેઓમાંના કેટલાકોએ દરવાઝાનો કબ્જો લઇ લીધો.

અજીતસીંહના લડવઇયાઓ ઉપરાંત ત્રીસ દીવસમાં પ્રતાબસીંહે પોતાના લડવઇયાઓની પુરતી મદદ મેલવી હતી અને તે સર્વે માણુસો સાથે ગારીલ દાઉદપર રાજપુતો તુટી પડયા હતા. તપોતપ અફ્ઘાનો મૌતના હાથોમાં જઇ પડતા હતા, અને પદમણીના હાથથી છુટેલો એક તીર જઇને દાઉદને લાગ્યો. ઝખમી થયલા દાઉદને ગીરીફ્તાર કરવામાં આવે તે અગાઉ તે પડતો પડતોબી બાહાદુરીથી લડયો અને કૈદ પકડાવાને બદલે એક ખરા લડવૈયાની માફક જંગમાં લડીને મુઓ.—અફ્ઘાનોની હાર થઇ, અને રાજપુતો જીત્યા. પ્રતાબસીંહે પદમણીને તેના બાપનું ન્હાનું રાજ પાછું અપાવવા ઉપરાંત દાઉદનું રાજબી તેમને મલ્યું.

અજીતસીંહને તેનું પોતાનું રાજ પાછું મલ્યું અને પ્રતાબસીંહને પદમણી મલવા ઉપરાંત દાઉદનું રાજ મલ્યું—મગર, તે સસરા જમાઇ લાંબો વખ્ત તે રાજપર ટકી શકયા નહીં. મોગલ પાદશાહ માહમુદશાહની ચઢાઇ આવી લાગી, અને માહમુદશાહના લશકર સાથ લડતાં લડતાં અજીતસીંહ અને પ્રતાબસીંહ બંને માર્યા ગયા અને પદમણી કૈદ પકડાઇ ગઇ.

*   *   *

અઝીઝ વાંચનાર, દુન્યાનો દસ્તુર ગોયા એજ છે. જેની આજે ચઢતી છે તે કાલે પડતીમાંની આવે છે, અને જેને ઝમીનની ગીર્દ પર લોટતા આપણે જોઇએ છીએ તે કાલે મખમલના બીછાનાપરથી આરામ પામે છે. દરીયાની છોલ ઝોરથી આવે છે, મગર થોડી વારમાં ફીણ બનીને તે શાંત પાણીમાં મલી જાય છે.

અજીતસીંહને જીતીને દાઉદે પોતાની ચઢતી કીધી, મગર દાઉદને પ્રતાબસીંહ અને અજીતસીંહે હરાવ્યો અને તેમની ચઢતી થઇ; મોગલ પાદશાહ માહમુદશાહે પ્રતાબસીંહ અને અજીતસીંહને હરાવીને પોતાની ચઢતી કીધી. મગર! બસ, એજ દુન્યાનો દસ્તુરઃ

માહમુદશાહને ઇરાનના શાહ નાદીરશાહે હરાવ્યો અને નાદીરશાહે પુર ઠાઠમાઠથી પોતાની ચઢતી જોઈ, તે દેહલીમાં દાખલ થયો.




☞ પાક ખુદા આપણા નામદાર શાહેનશાહ જ્યોર્જ પાંચમાંને સલામત અને તંદરોસ્ત રાખે.

## મુંબાઈની સ્મોલકોઝીઝ કોર્ટના નામદાર વડા જજ સાહેબ "મશરેક"ની નોવેલ માટે શું કહે છે?

નામદાર જજ સાહેબે માંગ્યા વગરની એક ઉંચી સરટીફીકેટ જે મોકલી છે તે નીચે પ્રમાણે છે અને એવા સાફદીલ અપક્ષપાત અભીપ્રાયોની હું દીલોજાન કદર કરૂં છું.—"મશરેક."

તા. ૧૯-૫-૨૦.

"ભાઈ સોહરાબ,

તમારા તરફથી મોકલેલું પુસ્તક મળ્યું છે...એમાંની ટુંકી ટુંકી વાર્તા વાંચી ઘણીજ નિર્દોષ ગમત તથા વખાણવા લાયક બોધ પ્રાપ્ત થાય છે. વાંચતાં કે સમજતાં મગજને કોઈ રીતની તસ્દી-પડતી નથી. અને વલી રમુજ મળે છે. એ વાર્તાઓ પરથી જે શિખામણ લેવી જોઈએ તે લેવામાં આવે તો ખરેખર એમાંથી "અક્કલનો ખજાનો" હાથ આવે.

એ સંગ્રહને તમે "નોવેલ" ઉપનામ આપ્યું છે તે વ[illegible] નથી કારણ એ નાની વાર્તાઓનો સમુદાય છે, એક ચાલુ વાર્તા નથી.

લી० કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

ની દુઆ સલામ."